॥ ॐ ॥

"श्रीकृष्ण परमात्मने नमः"

# કૃષ્ણ પ્રેરિત આગવાણી



કિંમત સવા રૂપીઓ

# પિ - છા -

**આ**જથી આઠેક વર્ષ ઉપર વડીયા રાજ્ય તાબેના અકાળા ગામે ત્યાંના વહીવટદાર મિત્ર હાથીભાઇ વાંકને ઘેર મારું જવું થયેલું. આંસોદર ગામના દાદાભાઇ ગઢવીની જોડે ત્યાં મારો મિલાપ કરાવવાનો હતો.

દાદાભાઇની ચારણી જીભની મેં જ્યારે તારીફ કરી ત્યારે એમણે મને પૂછ્યું:

" તમે દુલાને મળ્યા છો ? " મેં કહ્યું: " ના, દુલો કોણ ? "

" દુલો કાગ. મજાદરનો પરજીઓ ચારણ છે; ફાટેલ પિયાલાનો છે; મુક્તાનંદજી સ્વામીનો એને માથે પંજો પડતાં એના હૈયામાંથી કવિતા ફુટી છે. "

દાદાભાઇના આ બોલ તૂર્ત જ મેં મારી ટિપ્પણ–પોથીમ ટપકાવી લીધા. આજે એ નોંધ તપાસું છું ત્યારે તેમાં એ શબ્દો અક્ષરે અક્ષર લખેલા જડે છે: " ફાટેલ પિયાલાનો. "

આ પૂર્વેનાં ચાર પાંચ વર્ષોમાં ઘણા ઘણા ચારણો, રાવળો, મીરો, તેમજ બીનધંધાર્થી વાર્તાકારોને મેં મળી લીધું હતું. તેમાંથી સચોટમાં સચોટ સાંભરણ મને સનાળી વાળા સદ્દગત ગગુભાઇની હતી. મળીએ ત્યારે દિવસ રાત જોડે ને જોડે ખાઇએ

પીએ, સુઇએ બેસીએ, ફરીએ હરીએ ને મોહબ્બત કેળવીએ, તો જ ચારણના હૃદયની કુંપળો ફુટે; અને એ કુંપળો ફુટે તો જ એના કંઠમાંથી કથાપ્રસંગો તેમજ કાવ્યોની પ્રાપ્તિ થાય; એ ન્યાયે સ્વ૦ ગગુભાઇની સાથે મારે હૃદયની ગાંઠ બંધાઇ ગઇ હતી. એમની અખૂટ સાહિત્ય ખાણ તેમજ અથાક કહેણીઃ લેશ પણ દિલચોરી વગરની એમની ઉદારતા તેમજ મારી મહેનત પ્રત્યે એની મમતાઃ એ બધાની છાપ મારા મન પર ઊંડી પડેલી. એ એક જ છાપ વિશેષતા વાળી હતી. બીજા ઘણાઘણાને મળવા છતાં દિલની મોહબ્બત નહોતી જામી શકી.

એટલે આ 'ફાટેલ પિયાલા'નો નવો ચારણ સાંભળ્યો ત્યારે મારા અંતઃકરણમાં જે એક સ્વરૂપ ઉભું થયું હતું તે મોહબ્બતને લાયક સ્વરૂપ તો નહોતું જ. હશે કોઇ ઉદ્દંડ ઝડઝમ-ક્યો કવિ, ને યોગીમહારાજોની જડીબુટ્ટીને નામે હાંકવામાં આવતી દવા માફક પોતાની કવિતાને ગુરૂ-પ્રસાદીનો ચમત્કાર ગણાવતો હશે, એવું કૈં કંઇક લાગેલું.

તે પછી ભાવનગરમાં હું રહેવા ગયો. ત્યાં શ્રી લક્ષ્મીનાથભાઇ વ્યાસે તેમજ શ્રી નટવરલાલભાઇ સુરતીએ પણ એમજ કહ્યું કે "દુલા ભગતને તમે મળ્યા છો? મળવા જેવો ચારણ છે. બડો કવિ છે."

પછી થોડા સમયમાં શ્રી લક્ષ્મીનાથ વ્યાસની પરશાળમાં જ મને એક માણસની પિછાન કરાવવામાં આવીઃ "લ્યો આ દુલા ભગત."

પાણકોરાનું ધોતીયું, પાણકોરાનો ડગલો, પાણકોરાનો જ

ફેંટો, ગળે એક પછેડી, કાળી ઘાટી લાંબી દાઢી, અને માથા પર કાળા કેશનો ચોટલોઃ પાણીદાર છતાં પ્રશાન્ત બે આંખોઃ મેળાપ થયો તેમાં કશી ખાસ ઉલટ નહિ; ચહેરા પર નવા સમાગમનો કોઈ સાચો વા ધારણ કરેલો હર્ષ પણ નહિ. આજ યાદ કરૂં છું ત્યારે લાગે છે કે દિદારમાં અભિમાન, કડકાઇ અને વધુ પડતી ટાઢાશ પણ નિહાળેલી. કંઇક તો બાવા સાધુ જેવા ભાસેલ.

રાતે એમણે ફેંટો ઉતારી, ચોટલાના કેશ સમા કરી, પછી લક્ષ્મીનાથભાઇના કહ્યા પ્રમાણે પોતાની રચેલી, દેવીની, પ્રભુની તેમ જ ચારણ્ય "આઇઓ"ની સ્તુતિના ઝડઝમકિયા છંદો ગાયા ત્યારે એના ઘેરા, ગંભીરા, મંદિર–ઘુમટના ઘંટ-રણકાર શા કંઠનો પરિચય થયો. છંદોની જડબાંતોડ શબ્દ–ગુંથણીને આસાનીથી રમાડતી એમની જીભની પણ શક્તિ દેખી. વધુમાં વધુ રસની વાત તો મેં એ જાણી લીધી કે આ દુલાભાઇ કોઇ રાજદરબારી વખાણ–કવિ નથી, પણ ઘરધણી ખેડૂત છે, અજાચી ચારણ છે, ને નિજાનંદ કાજે કાવ્યો રચે છે.

જાચણ વૃત્તિનું ઉતરી ગયેલું સ્વરૂપ આ અગાઉની બીજી મુલાકાતોમાં ઠીક ઠીક દેખેલું તેથી દુલાભાઇના આ સંસ્કાર નવી નવાઇ જેવા જણાયા.

તે પછી આજ સુધીમાં આઠ વર્ષના તડકાછાંયા આવ્યા ગયા છે. એ આઠ વર્ષની અમારી ઓળખાણ એકબીજાના અંતઃકરણોના સીમાડા ઓળંગીને અંતરંગમાં પહોંચી ગઇ છે. મારી નજરમાંથી દુલાભાઈ ચારણ, દુલાભાઇ કવિ, દુલાભાઇ ભગત, દુલાભાઇ પુજનીય પણ મટી ગયા છે. દુલાભાઇ 'ભાઇ'

બન્યા છે. એટલે જ એમના કાવ્યસંગ્રહની પ્રસ્તાવના લખવા બેસતા પહેલાં મેં દિવસોની જ નહિ, માસોની મુંઝવણ અનુભવી છે.

ભાવનગરમાં મારો ને એમનો વારંવાર ભેટો થયો, ને અમે રોટલા પણ ભેળા બેસી જમતા થયા. ગિરમાં છેક તુળસીશ્યામ સુધી અમે ભેળા ભમ્યા, ને પંથમાં એણે ઉંટ પર બેઠે બેઠે, ખાતાં પીતાં તેમજ સૂતાં બેસતાં પોતાને સુઝતી જુની વાતો તથા વિગતો મને સંભળાવ્યા જ કરી. તળાજાથી મહુવા સુધીની સાગરપટ્ટી સાથે ખુંદી. મહુવા કતપરની ખારવણોનાં ટીપણી–ગીતો અમે મહુવાની બજારમાં ભેળા બેસીને ઉતારી લીધાં.

રાવલ નદીની ભયાનક શૌર્યપ્રેરતી એ રાતઃ ડાચાફાડ ડુંગરાને 'ભોમીઆની ભૂલ થાપ' થી વેજલ કોઠો માનીને ચડેલા તે આથમતી સાંજરે એમણે, ડાચાફાડ પરથી મને ઉતારતે ઉતારતે ગાયેલ ભજનોઃ મધુવન મેથળાથી કોટડાની વાટે બગડ નદીના સાગર–સંગમ કોટડા–બારાને કાંઠે ભરતીનાં પાણી ઉતરવાની વાટ જોઈ બેઠાં બેઠાં આથમ–કાળના ત્રણ કલાક લગી, હું ઘેર જઈશ ત્યારે છોકરાં 'શું લાવ્યા' પૂછશે તેને સારૂ બારાની સમુદ્ર–રેતમાંથી અમે હીરા મોતી લેખે વીણેલી બહુરંગી અને ઘાટઘાટની ઝીણી મોટી કુંકરીઓઃ નીચા કોટડામાં અધરાતે આપા ભીલને ઘેર હોકા પીતાં પીતાં અમે એ (હવે તો ગુજરી ગયેલા) બુઝર્ગ ભીલ–પટેલની લડથડતી જીભમાંથી ઝીલેલા જૂની ચાંચીઆઈ મર્દાનગીના સોરઠી ઇતિહાસ–ટુકડાઃ ભવાનીમાતાના બુરજ પરથી ઉતરીને કતપર સુધીનાં મધુમતી–ખંડિયેર જોતાં જોતાં દરિયાની રેત પર જીવડાંએ કોતરેલી ચિત્ર–નકસીનું અમારૂં આનંદભર્યું નિરીક્ષણઃ સંભારવા બેસતાં એ સાથે નિર્ગમેલી સુખદુઃખની પળોનો

કોઈ સુમાર નથી રહેતો. એ દિવસો જાણે પાછા કદી ન આવવા જેવું કરીને ગયા છે. હું જીવન-રણમાં ક્યાંનો ક્યાંય ફેંકાયો છું.

ભાવનગરના સમુદ્ર-તીર ઉપર તેમ જ બાબરીયાવાડના એકથી બીજે છેડે, ગામોગામ આ ગિરના જુવાન ચારણને મેં સાચા ભાવથી સત્કાર પામતો જોયો. ન ઓળખનારને એની ઓળખ પડતાં જાણે કશુંક જાણવા જેવું રહી ગયેલું હતું તે ઓચીંતું જડી આવવા જેટલો આનંદ થતો જોયો. એની મારફત મને કૈંક ચારણો કથાકારોનો ભેટો થયો. એની સાથે ફરી ફરી મેં ખસીયા, બાબરીઆ, આહિરો, ધાંખડા ને સાગરતીરની ભીલ કોમના ભાતભાતના સ્નેહીઓને જોયા જાણ્યા. અફીણી, દારૂડીઆ, ભારાડી, ખટપટી અને ફાટેલ ખોપરીના પણ અનેક માણસો એની મહોબ્બતનો દાવો રાખે છે. એ પણ કોઈ દોષિતને પોતાની દોસ્તીમાંથી તારવતા નથી. એવાઓની પણ મને ઓળખ પડી. એ ઓળખાણે દુલાભાઇને અધિક અધિક ઓળખાવ્યા; ચિત્રની સાચી શોભા ચિત્રને ફરતી આછી ઘેરી ભોંય વચ્ચેથી જ ઉઠે છે.

તુલસીશ્યામની મુસાફરીનો એક બનાવ બરાબર યાદ રહ્યો છે. નવા મહંતને ગાદી સોંપાતી હતી. બાબરિયાવાડના ગરાસીઆ-ભાઇનો દાયરો મળ્યો હતો. રોજે રોજ દુલાભાઇને કસુંબા લેવ-રાવવાની ધડ ચાલતી. મનામણાંની રીતો પણ ન્યારી ન્યારી હતી. કોઈ દબાણ કરતા, કોઇ રોષ ઠાલવતા, ને કોઈ જાઈલાઈ તો વળી એટલી હદ સુધીની ગાળ ભાંડતા કે "અંતે તો કાગડો ખરોને! કાગડાના મોઢામાં રામ હોય કે દિ?" (દુલો કાગડો, કેમકે એની સાખ 'કાગ' છે.)

એ તમામના પ્રહારો ખમી ખાતા દુલાભાઈની સામે આખરે મેં એક જુદી જ મૂર્તિ ઉભેલી જોઈ. એક પવિત્ર, પ્રભુપરાયણ, અને હાડોહાડ પરમાર્થમાં ગળી પડેલ ગરાસદાર: એના મ્હોંમાં અપશબ્દ નહોતો--પણ—

"એ ભાઈ! બાપા! પાઘડી ઉતારૂં તારે પગે, મારા બાપ! ફક્ત મારૂં વેણ રાખ. એક જ છાંટો લે!"

જે ભાવથી મા બાળકને કરગરે તે જ આ ભાવ હતો. ને એ ભાવ દુલાને અફીણ લેવરાવવામાં વપરાતો હતો!

ગાળો દેનારને સામા શબ્દો સંભળાવવાનું સ્હેલ હતું; પણ આ, પાણીનો કળશો ભરીને કસુંબાની અંજળી ધરી ઉભા રહેનાર સન્મિત્રની કાકલૂદી સહી લેતાં દુલાભાઈને ખૂબ આકરૂં પડ્યું. છતાં એણે કસુંબાનો છાંટો ન લીધો તે ન જ લીધો.

જ્યાં ગામગામ વચ્ચેના સીમાડા હજુ પણ તકરારોનાં લોહીછાંટણા માગે છે; જ્યાં ગામગામ વચ્ચેનાં વેર કૈંક વર્ષોના અપૈયા પળાવે છે; જ્યાં અફીણ વગર ઈજ્જત ન કહેવાય; જ્યાં કસુંબાની અંજળીઓ હાથી જેવા નૌજુવાન ગરાસીઆનાં હાડને ભાંગી ભુક્કો કરે છે; જ્યાં મોડી રાત સુધી ચૂલો ઝાલીને બેસી રહેતી પત્નીઓ, પરોણાઓ સાથે ડેલીએ દારૂ ઉડાવતા ધણીની વાટ જોતી જોતી ઝોલે જઈને પોતાની અસ્તવ્યસ્ત લટોને ચૂલાની આંચમાં સળગી જવા દિયે છે; જ્યાં સ્ત્રીઓના આ જાતના ભોગે ચાલી રહેલી રોજનાં પચીસ પચીસ મહેમાનોની પરોણાચાકરી પતિને અમીરદિલનો, દાનેશ્વરી તેમ જ રોટલે પહોળો લેખાવે છે; જ્યાં મોજમાં આવેલો જમીનદાર પોતાને બિરદાવનાર ચારણને 'બાયડી છોકરાં સિવાય' નું

પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થાય છે; જ્યાં ઉઘાડે પગે ગૌધેનને ચારવાનું નીમ લેનાર દીકરો પોતાના સગા બાપને 'ભગતડો' ને 'બગડી ગયેલો' ભાસે છે; એવા વ્રતપરાયણ પુત્રને જ્યાં પિતા પોતે દારૂ પીવરાવવા, અખાજ ખવરાવવા અને તરવાર બંધાવી ત્રાસ રૂપ બનાવવા પોતાના મિત્રોની મદદ માગે છે; જ્યાં ગ્રામ્ય પ્રજાની નીતિરીતિ નાશ પામેલ છે; ગરાસદારોની કાયાઓનાં હાડકાં હરામનાં બનેલ છે; રંડીબાજીને અને બીજી કૈંક જાતની રંઝાડોને જ્યાં કાયદાના હાથ પહોંચી શકતા નથી; જ્યાં દેવસ્થાનો મહંતપદનાં કલહ-સ્થાનો બનેલ છે; જ્યાં બહારની દુનિયાના વાયરા પહોંચતા નથી અને પોતાની દુનિયાના વાયરા ગંધાઈ ઉઠચા છે; જ્યાં જૂના જીવનનાં ખમીર ખૂટ્યાં છે ને નવા જીવનનું લોહી નીપજેલું નથી; એવી એક અર્ધદગ્ધ, બન્ને રીતે ભ્રષ્ટ, ત્રિશંકુદશા ભોગવતી દુનિયામાં દુલાભાઈનો નિવાસ છે. એનું પોતાનું લખેલું આત્મ-ચરિત્ર મારી સામે જ પડ્યું છે. ઉપર કહી તે સૃષ્ટિમાંથી દુલાભાઈ શી શી રીતે ઉછર્યા, જીવ્યા ને જીત્યા, તેનો એમાં રસભર્યો ચિતાર છે.

પિતાના નામે દુલાભાઈની મથરાવટી મેલી: ચારણ કોમને નામે એમનું નામ પણ શાપ અને વંદનની વચ્ચે સંડોવાયલું: ફોજદારી ગુન્હાઓમાં ખપે તેવા કજીયાની પણ ઘરમેળે પતાવટ કરાવી અનાડી ગ્રામ્ય પ્રજાને કાયદાના વિનાશક શરણપંથથી પાછા વાળવાના એના પ્રયાસો વ્હેમ જન્માવે: દેશી રાજ્યોની અમલદારશાહીના આડાઅવળા વહેતા ગુપ્ત પ્રવાહો વચ્ચે ઉભીને એને ગ્રામ્યહિત સાધવાની વિટમ્બનાઓ: આ કારણોથી દુલાભાઈ એટલે ઘણાઘણાને મન એક અકળ કોયડો !

શા માટે એક કવિના કાવ્યસંગ્રહનો ઉપોદ્ઘાત લખવામાં

હું આ બધું ચિતરામણુ કરી રહેલ છું ? એ કવિતાનું મૂળ ઝરણું જીવનની અંદરની કઈ ચીરાડમાંથી નીકળે છે તે બતાવવા માટે. દુલાભાઈ બીજાઓને મનથી માત્ર કવિ હશે; હું એની કવિત્વ-બાજુને જીવન બાજુથી નોખી નથી પાડી શકતો. એનું કાવ્યઝરણું કાલ સૂકાઈ જાય, તો પણ હું એને કવિ કહેતો ન અટકું. મારી નજરે દુલાભાઈની ખરી કવિતા એના જીવનપંથમાં પડી છે.

એકલપંથી બનવું એ મોહક વસ્તુ છે. દુલાભાઈની એકલ-પંથની ભાવના અતિ જોરદાર હશે. એમના જીવનનું એક પણ તત્ત્વ એની જીવન-સૃષ્ટિની જોડે મેળ લઈ શકે જ નહિ. તે છતાં દુલાભાઈએ પોતાને જન્મ દેનાર ધરતીની ધૂળ ત્યજી નથી. પોતાને આવડી તેવી કાવ્યકૃતિઓને એમણે ગામડાનાં લોકો સામે લલકાર્યા કરી છે. પાંચસોનો દાયરો હોય, કે પાંચ જ જણા હો, પણ ‘ ભગત, કાંક સંભળાવશો ? ’ એટલું જ વેણ બસ થશે. પાંચસોની સંખ્યાથી પોરસાયા વિના કે પાંચની સંખ્યાથી કંટાળ્યા વગર એ તો હંમેશની ઢબે ગાયા કરશે.

આમ મૂળ તો જે નિજાનંદની કવિતા હતી, તે બની ગઈ લોકસેવાની કવિતા. એક તરફ લોકજગતની જોડે જડાયલી જીવન-કડીઓ ને બીજી બાજુ નવી દુનિયાના પ્રાણવાયુ પીવાની એમની પિપાસા. એ પિપાસાનો પરિચય મને અમારા મેળાપ પછી તુર્તમાં જ થવા લાગ્યો. અમારી ઉંટ-ઘોડાંની સવારીમાં નાનો એવો એક રસાલો રચાઈ જતો. ભગતની ભેળા ગામતરાં કરવાનો ઘણા ઘણા ભગતમિત્રોનો મોહ આ ભૂતકાળનાં ખંડેરોના અમારા નિરીક્ષણની નવી દૃષ્ટિથી ને નવાં રસને કારણે વધ્યો હતો. એ રસાલાની અંદર અધૂરાં સાધનોનું, ધડા વગરની મુસાફરીઓનું ને

બીનજરૂરી સાહસોનું રોનક મચતું. હસીહસીને ઉંટ પરથી નીચે પટકાવાના પ્રસંગો આવતા. મોજની ને પરિહાસની લહેરો વહેતી. તે બધાની વચ્ચે દુલાભાઈના ઘોળાતા મનોવ્યાપાર ક્રમે ક્રમે બહાર આવતા.

ગાંધીજીનું શું? અસ્પૃશ્યતાનું કેમ? ધર્મને અને વરણાવરણીને આ શા આંચકા લાગી રહેલ છે? તમારી સાહિત્ય–કવિતાનાં શાં રહસ્યો છે? પ્રશ્નોનો પાર ન રહેતો. સ્હેજે દોરવાઈ જનારી એની વૃત્તિ નહોતી. તર્કો ને દલીલોનો તોડ એ તર્ક ને દલીલો વડે જ લાવતા. ઘણી વાર તો એટલાં બધા સનાતની લાગતા કે ખીજ ચડે.

નાનપણથી જ અધ્યાત્મના વાયરા વાયેલા: ઉઘાડે પગે રોજ સાઠ સાઠ ધેનુઓને ચારવાનું તેમજ કુવામાંથી સ્વહસ્તે પાણી ખેંચીને પાવાનું વ્રતનીમ રાખેલું: સ્વામીઓ ને સાધુઓના સમાગમ કરેલા: પીપાવાવ અને તુલસીશ્યામ જેવાં તીર્થો જોડે દિલ જડાયેલું: સંસ્કૃત શાસ્ત્રો અને પુરાણોનો પરિચય કરેલો: તથા ગ્રામ્યદુનિયાની રૂઢીગ્રસ્ત જીંદગીમાં જ પૂરાવું પડેલું: એવા આ માણસને સનાતની સંસ્કારના થરેથરો ચડ્યા હોય એમાં શી નવાઇ હોય!

તે વેળા આ પ્રશ્નપરંપરાનો ભીતરી ભેદ નહોતો પમાયો. પણ તે પછીનાં બે જ વર્ષોમાં દેખાયું કે નવવિચારોની એ સામગ્રીએ દુલાભાઇના સંસ્કારોમાં એક અજબ રસાયન નીપજાવ્યું છે. ભમરીના દરમાં સૂતેલ કીડો જેમ એક દિવસ ઓચીંતાનો અંગ મરોડી, પાંખો ફફડાવી, ભોંણુ ભેદીને બહાર નીકળી પડે છે, તેમ જ દુલાભાઈનું થયું છે.

ઓચીંતાનું જાણ્યું કે દુલાભાઈના ઝડઝમકીઆ છંદોની જોડાજોડ સાદા સરલ લોકઢાળો પણ જન્મ્યા છે, અને એ ઢાળોમાં એમણે નવભાવનાની કવિતા ઢાલવી છેઃ એટલું જ નહિ, ખરા વિસ્મયની વાત તો એ હતી કે એમની કવિતામાં ઢેઢભંગીનો-સ્પર્શાસ્પર્શનો દર્દભર્યો પ્રશ્ન ભેદક વાણી ધારણ કરીને દાખલ થયો છે.

'આ બધી નવી કવિતાઓ, ભાઈ, અમારાં બાપડાં ગામડાનાં લોકને ગમે છે. ડાચાં ફાડી ફાડીને એકટસે સાંભળે છે. વચ્ચે વચ્ચે હું દાખલા દલીલ દેતો જાઉં છું. આને લીધે ઢેઢ ભંગીઓ સામેની લાગણી બહુ કમી થઈ ગઈ છે.'

આ શબ્દોમાં દુલાભાઇએ પોતાની કવિતાનું નવતર ધર્મકાર્ય સમજાવ્યું.

એ ગીતો નથી, પણ ગીતોમાં ગુંથેલી આખ્યાયિકાઓ છે. ભારતવર્ષના રાષ્ટ્રભાવોને, માતૃભૂમિની મનોવેદનાને દુલાભાઈએ નાનાં નાનાં કાવ્યાખ્યાનોમાં ઉતારેલ છે. રાષ્ટ્ર-જાગૃતિનો જે ગંગાપ્રવાહ દેશમાં વહે છે, તેની અંદરથી નાની મોટી નહેરો વાળીને લોકનાયકો પોતપોતાના જનસમૂહોમાં લઈ જાય છે. દુલાભાઇએ રાષ્ટ્રગંગાનાં એ પુનિત નીરને કાવ્ય-નહેરે પોતાના વતનમાં વાળી લીધાં છે. લોકજીવનનાં તરસ્યાં તપ્યાં ખેતરોમાં એ નાની શી નહેર ઝટઝટ નવો પાક નીપજાવી નાખે તેવો સંભવ ભલે ન હોય. પરંતુ એક ચારણહૃદયની કવિતા, રાજદરબારી ભાટાઇની ખાડમાં જવાને બદલે રાષ્ટ્રભાવનાના ક્યારામાં રેલાય, એ હરકોઈ કાવ્યપ્રેમીને ગર્વનો વિષય છે.

દુલાભાઇના માર્ગમાં લાલચો કંઈ ઓછી નહોતી! ધ્રાંગધ્રાના

રાજસાહેબની પાસે લઇ જવાનું તેડું તો મારી સમક્ષ જ આવેલું. દુલાભાઇએ જવાબ દીધેલો કે મારૂં એ કામ નહિ. અર્ધ ખેડુશાહી અને અર્ધ સાધુડિયો એનો લેબાસ બદલાવવા ને ચારણના ઢંગ ધારણ કરવા એને અનેક દિશાઓમાંથી દબાણ થયેલું. પણ દુલાને બીજો રંગ ચડ્યો નહિ. અમે બધા જાચનારા એમાં એક દુલો જ અજાચી રહે! અમે બધા રાજયશ ગાનારા એમાં એક દુલો જ પ્રભુ-યશને ગાનારો રહે! અમે બધા રાજદરબારની અદબ વાસ્તે પૂરો પોશાક ધારણ કરીએ ને દુલો કઇ વાડીનો મૂળો કે પાણકોરાનાં પેરણ-ધોતીઆં પહેરીને રાજાઓને મળે? આવી આવી સાંકડી કોમવૃત્તિએ પણ દુલાને સ્થાનભ્રષ્ટ કરવા ઇચ્છયું હશે.

તેની સામે, નહિ ગર્વથી, નહિ અન્ય સર્વમાં તરી આવવાની વૃત્તિથી, કે નહિ કશી તોછડાઇથી, પણ પોતાના જીવનમાં જે વાત સાચેસાચ વસી ગઈ છે તેની વિરૂદ્ધ દુન્યવી દેખાડો ન કરવાની એક માત્ર સરલ નિરભિમાની લાગણીથી દુલાભાઈ ટકી રહ્યા છે.

એવું એમનું જીવન-ઘડતર નિહાળી નિહાળી હું મારા અંતરમાં છુપી છુપી પ્રસન્નતા અનુભવી રહ્યો હતો. ( એમની આ ' અજાચી ' ટેકે એમને જે જે વિટમ્બનાઓમાં ઉતારેલા હતા તેનો પણ હું સાક્ષી છું. ) દરમીઆન સાંભળવામાં આવ્યું કે દુલાભાઇએ તો ભાવનગરના મહારાજા સાહેબનો પ્રેમ સંપાદન કર્યો છે.

મહારાજ કૃષ્ણકુમારને મેં જોયા પણ નથી. એમના સંસ્કારો વિષે સાંભળ્યું છે ખૂબ ખૂબ. છતાં ભય હતો કે રાજદરબારે ચડેલો ચારણ સહેલાઇથી રાજદરબારી બની જાય એવી અત્યારના જમાનાની તાસીર છે. દુલાભાઇને વિષે આ ભય ખોટો પડે એવી

આશા રાખું છું. મહારાજે દુલાનું દુલાપણું સલામત રહેવા દીધું છે. એના સ્વાભાવિક રંગઢંગને બદલવાની ફરજ તો નથી પાડી, પણ વૃત્તિ સુદ્ધાંય નથી દાખવી. એ જ વેશપોશાકમાં, એ જ ગ્રામ્ય સ્વાભાવિકતાથી, એ જ સરલ સાચુકલાઇ થકી શોભતો દુલાભાઈ શ્રી કૃષ્ણકુમારના નિર્દંભી, નિરાડમ્બરી અને સરલ દિલને ગમી ગયેલ છે. બન્નેનું સૌંદર્ય એથી કરી વધુ દીપે છે.

દુલાભાઈનાં કાવ્યો કાગળ પર ઉતારીને એને પ્રસિદ્ધ કરવાનો વિચાર છેલ્લાં ત્રણેક વર્ષોથી ચાલતો હતો. પણ એક તો આ અલગારી માણસને પોતાની મનમોજ માટે રચેલું પ્રસિદ્ધ થાય તેની ખેવના નહિ; ને બીજું, એમનામાં નવેસર ફુટેલી નવા યુગભાવોની કવિતા વગરનો કોઇ પણ કાવ્યસંગ્રહ નિરૂપયોગી બન્યો હોત. ઉપરાંત દરબારશ્રીની ખુદની જ પ્રેરણા મળી શકી, એ હિસાબે મોડા જાગ્યે લાભ થયો છે.

એમની કવિતાને કાવ્ય–કસોટીએ ચડાવવાનો વખત હજુ દૂર છે. હું એમની વાહ વાહ લખીને એને આત્મભ્રમણા નહિ કરાવું. એમનાં ચારણી ઢબનાં છંદોગીતો તો પરાપૂર્વની ઝડઝમકીયા ચારણ–શલીનોજ આશરો લઈ રહ્યાં છે. 'ધડ ધડ ધડડ ધડડ ધડ' શૈલીની રચનાઓમાં અવાજ હશે, કાવ્ય ન હોઈ શકે. દુલાભાઇ તો લોકકવિતાની–રાસો, ભજનો અને ગરબાગરબીઓની મીઠાશ ચાખી ચુકેલા છે. એ સ્વાભાવિક કાવ્યમાધુર્યની સમજ પડ્યા પછી તો એમણે પણ હસતાંહસતાં સ્વીકાર્યું છે કે 'ભાઈ, અમારા ચારણ કવિરાજો હાથમાં લેખણ અને કાગળ લ્યે, એટલે પછી બાપડા શેષનાગનું, કાચબાનું ને દિગપાળોનું આવી બન્યું જાણવું!' હું તો માનું છું કે એ છંદો રચવાનું કામ તો

થોડીક જૂની ચારણી છંદકવિતાઓ વાંચ્યા પછી સાવ સહેલું છે. ગમે ત્યાં અનુસ્વરો કે સ્વરોની વધઘટ કરી શકાય; 'ગર્જના'નું 'ગ્રજના', 'જગત'નું 'જગ્ત', 'રસ્તે'નું 'રસતે, 'ગર્ભ-વાસ'નું 'ગ્રભવાસ' અને 'રણછોડરાય'નું 'રણુંછોડરાય' એવાં રૂપાન્તરો થઈ શકે; 'રોમેરોમે'નો માત્રામેળ ન થતો હોય તો 'રોમેય રોમેય' ફટકારી દેવાય: આવી જાતની મનસ્વી છુટ આપનારી ચારણી છંદ-કવિતાની રચના સાંભળતી વખતે લાગે છે તેટલી સાચેસાચ અઘરી નથી.

પરંતુ એ અવાજની ધડાધડીથી મુક્ત રહી, કંઈક કલ્પ-નાની ભવ્યતા અને શબ્દનો ઉઠાવ મેળદાર બને છે, ત્યારે—

**પ્રભા ભાનુમેં માત તોરી પ્રકાશે,**
**લખી ઉગ્રતા ઓઘ અંધાર નાસે;**
**તુંહિ ચંદ્રિકારૂપ વ્યોમે હસંતી,**
**ધરી ઓઢણી શ્વેત આભે વસંતી.**
**તુંહિ વાદળાં ન્હાડ માથે પછાડે,**
**સરીતા બની ઘૂઘવે ઘોર ત્રાડે;**
**અષાઢે સુનીલંબરં અંગ ઓઢી,**
**તુંહિ જાણીયેં પાણિયાં સેજ પોઢી.**

આવું કાવ્યરૂપ દુલાભાઇ સર્જી શકે છે. મને તો શ્રદ્ધા છે કે પરં-પરાગત શબ્દાડમ્બર, અતિશયોક્તિ, અવાજોના ગગડાટ ઇત્યાદિ દોષોને તજી દઇ જો દુલાભાઈ ચારણી વાણીના જૂના સામર્થ્ય પર બરોબર હથોટી મેળવી કાઢે, તો એમના હાથે જોરાવરકવિતા નીપજે, ને ચારણી વિદ્યા પર સદાનો ઉપકાર ચડે. મહાકાવ્યો

લખવામાં ચારણી છંદરચનાનો યથાર્થ ઉપયોગ થાય તો ઘણી મદદ મળે.

એ જ મિસાલે દુલાભાઇની ગઝલો, કવ્વાલીઓ, ને ભજનો વગેરે બધાં બોધક પદો પણ જૂની પ્રણાલિકામાં ચાલે છે. ગામડાંના ભજનિકોને કવ્વાલીની ધૂન એકતારા પર ફાવે છે. પણ દુલાભાઇની ગઝલકવાલીઓમાં માત્રામેળ બહુ તૂટે છે. રચનાની કૃત્રિમતા પણ સાલે છે. ભજનો રચવાની એની ફાવટ હજુ સંસારની અસારતા પ્રબોધનારાં પદોમાં જ પૂરાઈ રહે છે. એમાં કોઈ કોઈ વાર—

અણુંમાં આખો વડ સંકેલ્યો,
એનાં સુખ ઉંચાં મોરારજી,
કીડીનાં આંતર કેમ ઘડિયાં
સૃષ્ટિના સરજણહાર
એવી તારી કળા અપરંપાર.

અને

જનમ આગળ દૂધ જુગતેં
તેં કીધાં તૈયાર જી;
મોરનાં ઈંડાંમાં રંગ મોહન!
કેમ ભર્યાં કિરતાર!—એવી૦

આવાં જૂનાં વિસ્મયો પણ સરલ નવી વાણીમાં ઠીક મૂકાઈ જાય છે.

પણ એમના 'રામ રૂદન કરે' ભજનમાં તો સાચું હૃદય રોયું છે. કારણ? લક્ષ્મણ–મૂર્છાનો એ પ્રસંગ ખરી રીતે તો એમના પોતાના જ નાનેરા ભાઈના મૃત્યુની વેદના ચીતરવા માટે યોજાયો

છે. એ ભજન ગાતી વેળા ભગત, સાંભળનારનાં કલેજાં હલાવે છે. એમાંય છેલ્લી કડી—

**સામું ન જોયું, કારેં દલની ન કીધી રે,**
**જોડી વખોડી કીયાં ગોતું જાઇ રે!**
**કાગ લંકાને રણે રામ પોકારે રે**
**એક વાર મળ તો મારૂં મન હરખાય રે.**

બહુ વેધક છે. લક્ષ્મણની–મૂર્છાનો મર્માઘાત તો એ છે કે 'સામું ન જોયું કારેં, દલની ન કીધી રે!'

અરે ભાઇ! તેં કદી મારી સાથે દિલની વાત પણ ન કરી: તારાં મનનાં ઉંડાં દુઃખ, તારી માતા ને તારી પત્નીનાં સ્મરણાંમાંથી જાગતી તારી આર્તવેદનાઓ, બધાં જ તું સંઘરીને બેઠો હતો!

જીવનમાં અનુભવેલાં દર્દો કવિતાને કેવી કરૂણતાએ ભીંજવે છે!

એવો ભજન–રસ એમણે ગાંધીજીના વિષયમાં સીંચ્યો છે. ગાંધીજીના ઉપવાસને અવસરે, વિશેષે કરીને તો અત્યંજોની રક્ષા અર્થે આદરેલા એ ઉપવાસો હતા તેથી, એમણે 'ભયંકર વ્રત ભંગાવો'નું ભજન રચ્યું: ગાંધીજીની વિવેકબુદ્ધિથી મોહાઈને 'સંદેશો' ભજન રચ્યું. 'માનો સ્વભાવ' પણ ગાંધીજીની અત્યંજ–સેવાને વિરોધ કરનારી પ્રજાને જ મીઠો ઠપકો આપનારૂં છે. 'મોહન દૂબળો કેમ?' અને 'મોહનને ત્રાજવે' એ બે પદો પણ ગાંધી–પ્રશસ્તિનાં છે.

આ પદો દુલાભાઈને ગળે ગવાતી વેળા તો મીઠાં લાગે જ છે. પરંતુ એ સંગીતની મીઠાશ બાદ કરીને ય આપણે એ ગીતોની રચનાનો તોલ કાઢવો જોઇએ. પ્રચાર–ગીતો જ્યારે માત્ર વિશેષણોની લાંબી ટીપનું સ્વરૂપ ધરે છે, ત્યારે આપણને એટલો કંટાળો આપે છે કે મૂળ વિષય અથવા વ્યક્તિ પ્રત્યેનું આપણું માન પણ અપમાનિત બને છે. આથી ઉલટું દુલાભાઈનાં ભજનોમાં કેવળ ગુણવાચક વિશેષણોનો ઢગલો થવાને બદલે એ વ્યક્તિના જીવન-કાર્યનું, ભક્તિભાવે ભીનું, છતાં સુરેખ ચિત્રાંકણ છેઃ

**સાદો અને સીધો બાપુ, ગરવો ને ગામડીજી...રે;**
**દેહું એની ડગમગ ડગમગ થાય;**
**આતમનાં જોર એનાં આસમાને,**
**આફળ્યાં રે જી.**

**લાગી એને હરિજન બંધુડાંની લાય;**
**મોહન મારો રે તેને દુઃખે દૂબળો.**

એમ આ આખા પદમાં અત્યંજોના દુઃખનો દર્દભર્યો ચિતાર ખેંચી નાખ્યો છે. કેટલે સુધી ?

**વગર મજુરીએ એને, વેઠયુંનાં બ્રેમંડ પડ્યાંરે;**
**અંતરમાં લખતાં અગન ઉભરાય;**
**પેટમાં પીડ એને માથે મેલ્યા મોટલા રે;**
**પછી એને કેડે વીયાજમ થાય;**
**મોહન મારો રે તેને દુઃખે દૂબળો.**

'વેઠ્યુંનાં ઝેમડ પડ્યાં' એટલે અંત્યજ સ્ત્રી ઉપર અમલદારોનાં પોટલાં એક ગામથી બીજે ગામ તાણી જવાની વેઠનું આસમાન તૂટી પડ્યું હોય છે. 'કેડે વીઆજમ થાય' એટલે એ સ્ત્રીને આ અસહ્ય વેઠ કરતાં કરતાં રસ્તામાં પ્રસવ થઈ પડે છે. આવા લોક-ભાષાના પ્રયોગોને કારણે પદ સમજવું કઠિન પડે છે. ધીમે ધીમે દુલાભાઈએ સહુને સમજાય તેવી ભાષા પરનો કાબુ મેળવવો રહે છે. પરંતુ જો સમજીએ તો તો આ મર્મભેદી બને છે. દુલાભાઇ પોતે ગામડામાં દીઠેલું વર્ણવે છે. હું તો જાતઅનુભવનો દોષિત છું. કૉલેજોની રજા મ્હાલવા મારા પોલીસ-અધિકારી પિતાને થાણે જવા માટે મને સ્ટેશનેથી પાંચ દસ ગાઉની મજલ સારૂ ઘોડું મળતું, ને મારી ટ્રન્કને ઉંચકવા માટે ગામોગામ ઢેઢવાડામાંથી વેઠીઆં પકડાતાં; પછી એ પુરૂષ હોય, ઓરત હોય, કે છોકરો છોકરી હોય: જેવી ઢેઢોની સગવડ.

ગાંધી-ઉપવાસના ભજનમાં ખરો પોકાર એ ઉઠે છે કે;

**આભ પાતાળ લગી એનાં આદર્યાં અધૂરાં છે;**
**એ...જી, એના રે અટકીનાં બાર ઉઘડાવો રે**
**—એનાં કોઈ ભેંકર વ્રતડાં ભંગાવો !**

કાવ્ય ગાનારની નજર એ વ્યક્તિનાં અધૂરાં પડેલાં મહાકાર્યો ઉપર છે. ગાંધીજીના જીવનનું માર્મિક તત્ત્વ અહીં પકડાયું છે.

નેણમાં અમીરસ. વેણમાં વશીકરણ;
એને માથડે મેરૂ સરીખા ભાર રે
—લડે છે રણમાં સંતોનો સરદાર.

આવી રચનામાં અસલી ભજનોનો મરોડ છે, માટે મને એ ગમે છે. જૂનાં ભજનની રચના-કળામાં ઘણું સામર્થ્ય છે; પણ તે તો એનો મરોડ પકડી જાણનારને જ સાધ્ય છે. દુલાભાઇનો હાથ ભારી જામ્યો છે. હજુ વધુ જામવાની જરૂર છે.

સાંભળનારાઓને દિલહર લાગેલું બીજું એક ઝુમખું પીડિત-પદોનું છેઃ 'દીન દયાળુનો વાસ નથી', 'દૃષ્ટિનો દોષ', 'જનેતાના દૂધમાં ભાગ', 'હાય ભરી', અને 'માગ મોહનની માફી': આ ગીતો પ્રચાર-શૈલીનાં પીડિત-ગીતો છે. સૃષ્ટિનાં સૌંદર્ય મ્હાલવા ના પાડનાર ગાંધીજીના મનોભાવ દુલાભાઈ આ રીતે પકડે છેઃ કે ગાંધીજીને ખળખળ વહેતાં સરિતા જલમાં —

**સરિતા જલમાં સારી ભારતની**
**વિધવા સુકુમારીનાં આંસુ વહે.**

ચંદ્રમાં ?—

**વિધુમાં યમરાજને દ્વાર જતાં**
**જાણે મીલ-મજુરોની હાય ઝરે.**

તારાઓમાં ?—

**વિણ દોષ, ઉગ્યા વિણ મૂછડીયું,**
**જેને ફાંસીની દોરડીયું પડીયું;**
**તબકે જાણે માવડીના તનની**
**ભરી રોષ નિરાશાની આંખડીયું.**

આ બધી ઉપમાઓ અર્થવાહક નથી. છતાં ગીત પોતે વેધક છે. કેમકે વિષયની અંદર કાવ્ય રચનારના ભાવોની પ્રમાણિકતા સીંચાઇ છે.

તીર્થો, દેવમંદિરો અને શ્રીમંતાઈ તેમજ પંડિતાઈ ઉપર ચાબખા ફટકારનારા દુલાભાઇએ કોઇ કોઈ ઠેકાણે તો કટાક્ષનું ભારી કાતિલ પાનું કાઢ્યું છેઃ અધ્યાત્મવાદની અટપટી દલીલબાજી કરનારનો આ કેવો ફક્કડ માર્મિક ચિતારઃ— પ્રભુ કહે છે કેઃ

**મને હોય દીઠો નજરોનજરે,**
**એવી બાંયું ચડાવીને વાત કરે;**
**ભરમાશો નહિ ભોળાં માનવીઓ! એની લુખી**
**દલીલોમાં સાચ નથી,**
**કાળા પત્થર શા એના કાળજમાં, મારો દીન**
**દયાળુનો વાસ નથી.**

મહુવા-કતપરની ખારવણોને અમે સંગાથે નિહાળી; સંગાથે સાંભળી; એ ભાંગીતૂટી વાતોએ દુલાભાઇના દિલમાં ઉંડો વાસ કરી લીધો. 'સોરઠને તીરે તીરે' નામની સારી એ પ્રવાસની ચોપપડીમાં મેં એક અંગ્રેજી ગીત ટાંક્યું છે, એમાં ખલાસીની માતાના મનોભાવ આલેખાયા છે. એમાંથી પ્રેરિત બનીને દુલાભાઈએ 'મરણની લેર' અને 'વેરણ લાગે વાદળી રે' એ બે ભેદક ગીતો ખેંચ્યાં. અંગ્રેજી કવિતાના ભાવોને એણે આટલી સહેલાઇથી પચાવી લીધા.

ખારવાના દુઃખનું ગાન મને લાગે છે કે ગુજરાતી કવિતામાં આ સૌથી પહેલું જ સ્થાન પામે છે. ગુજરાતી કવિની દૃષ્ટિ ત્યાં સુધી પહોંચી જ નથી. અને ચારણની કવિતા તો ગંધારા ખારવાની માતા, બહેન તેમજ બાયડીનાં આંસુમાં પોતાની લેખણ બોળે, એ એકદમ ન મનાય તેવી વાત છે.

મોરલાએ મલ્લાર આરાધ્યોઃ આષાઢ ધડૂક્યોઃ આખું વ્યોમ

વાદળીઓથી રૂંધાયું. ઇંદ્ર છૂટે પટે સમશેર ખેલવા લાગ્યા. અને —શી સુંદર લોક કલ્પના!—

'વીજળીના વેલા થયા રે!'

તથા

માથે ઓઢીને કાળાં મલીર
ક્રેમંડ ચડી વાદળી રે.

લોકજીવનના અંધારા ખૂણામાં પડેલો આ ચારણ જુવાન પ્રકૃતિનું કેવું કાવ્યમય દર્શન કરી જાણે છે!

એવી ઋતુના તોફાની સમુદ્રમાં પણ પેટને ખાતર ખારવો જુવાન ખેપે ગયો છે. ને સારા સંસારને મીઠી લાગતી એ પહેલ-વહેલી મેઘ-વાદળી એ જુવાનની માતાને, બહેનને, તેમજ પત્નીને દુશ્મન જેવી લાગી. કેમકે દરિયામાં તોફાન ઉઠવાની એ એંધાણી હતી. ધરતીને જે સુખરૂપ, તે દરિયાનાં માનવીને ઘોર આફત રૂપ!

એ ત્રણેની મનોદશાના રંગો દુલાભાઇએ ખરા લોકકાવ્યની ભૂમિકા ઉપર ઉતાર્યા છે. બહેનના ભાવને એણે બે જ પંક્તિમાં પકડ્યો:

એને સમાણો સઘળો સંસાર
વીરાની મીઠી સીખ્યમાં રે.

અને નમાયાં નબાપાં, બે બાળકોનું વર્ણન—

એવાં ધરતી ધાવીને ભાઇબેન
નોધારાં મોટાં થયાં રે.

પછી સ્ત્રીનો ચિતાર આવે છે. એ ચિતાર ન ભૂંસાય તેવો છે—

**એને નો'તી રે સાસુ ને નો'તી નણંદ,**
**પરણ્યાની મઢૂલીએ રે;**
**એમાં રહ્યાં બેઉ એકજ રાત,**
**સવારે શઢ શણગારીયા રે.**

'પેટડીઆને કાજ વળતે દિવસે જ વળાવ્યો હતો;' 'અષાઢ ધણેણ્યો તે બાજ જેવો લાગ્યો ને આતમ–પંખી એનાં ફફડી ઉઠયાં': 'એના પિયુનાં વહાણુ પાછાં ન આવ્યાં.' 'સમદર એને દાવાનળ થયો.'

આ બેઉ ગીતોની જોડે જ મૂકવા લાયક ગીત 'સાંભર્યાં' છે. એ ગીતમાં દુલાભાઇ મહુવાથી મુંબઇને જળમાર્ગે આગબોટમાંથી નિહાળેલ સોરઠી કિનારા પરનાં કેટલાંક સ્થળોનાં તેમજ પોતાના નિજના જીવન–ભાવોનાં કરૂણ સ્મરણાં આપે છે:

**જોયું જોયું કાંઈ જુગનું જુનેરૂં ચાંચ જો,**
**દરિયાના સાવઝ ચાંચુડા મને સાંભર્યાં.**

પીપાવાવ જોયું, પીપો ભગત સાંભર્યો. પછી એની નાનકડી કથાનો ઉલ્લેખ આવે: શિયાળબેટ દેખીને શગાળશાની ઘાતકી કથા સ્મરે છે ને એ પાખંડી ધર્મ પર, એ ચંગાવતી માતાનાં આંસુ પર પોતાના ભાવો ઠાલવે છે. ચાંચુડા મહાદેવની મોરણીની પ્રેમકથા: ગિરના ડુંગરાને જોતાં ત્યાં બનેલી પ્રેમઘટનાઓ: અને ગિરની નદીઓના ભયાનક સ્વાનુભવો: ગિરનાં લોકો પર પડતા ત્રાસો; વગેરે વાતો એમણે સહૃદયતા પૂર્વક ગીતમાં ગુંથી છે. કોઈ કોઇ ઠેકાણે એનું પોતાનું સાહસમસ્ત પહાડી જીવન ડોકિયાં કરી જાય છે:

એકલડો ડુંગરડે ડુંગરડે હું આથડયો.

ને એવી ભયાનક મેઘલી રાતોમાં ગિરની અંદર—

એવી રાત્યુંમાં મને ફરવા થાય ઘણા કોડ જો,
ઘોડલડી પલાણું ' લખી ' મારી રોઝડી;
એને ઉતારૂં હું ઘેલી નદીઓનાં પૂર જો,
નાનપણના દનડા એ મારા મને સાંભર્યા.

ઇતિહાસ – ભૂગોળને રંગે રંગાયેલી આ કથાકવિતા મને સહુથી વધુ ગમે છે. દુલાભાઈની કવિતાને આથી વધુ સમીક્ષાની સરાણ પર ચડાવવાની મારી ઇચ્છા નથી.

લોકજીવનના પાકા રંગે એ રંગાએલા છેઃ લોકસાહિત્યમાં રહેલી ખુબીઓની પિછાન થયા પછી પોતે એ ગીતો કથાઓને પોતાના લોહીમાં ઉતારી લીધાં છેઃ ને ત્રીજું, એને નવા યુગની પ્રગતિશીલ દૃષ્ટિ છે. લોકોનાં દુઃખ કોને કહેવાય, એ દુઃખની લાગણીમાં શી શી ઉંડી વેધકતા પડી છે, કવિતામાં એ વેધકતાને ઉતારવા માટે કેવા સંયમભર્યા શબ્દાલેખનની જરૂર છે, વગેરે સાન આ પહાડના બાલને, આ પ્રકૃતિને ખોળે ધાવી રહેલા માનવને ઘણી વહેલી વરી ગઇ છે.

હવે તો એણે ભાષામાંથી અશુદ્ધિઓને સુંટી કાઢવાનું રહે છે. મેં એમને કહ્યું છે કે ભાઇ, ધર્મને બદલે ધ્રમ, વશીકરણને બદલે વશીકણ, લોહીને બદલે ' લોય ', જેવા પ્રયોગો ન ચાલેઃ ' તુંહી યુદ્ધમાં ' નો ' તારા યુદ્ધમાં ' એવો અર્થ કદી જ બંધ ન બેસારી શકાય. ચારણી છંદોમાં લીધેલી એ છૂટ નવા સાહિત્યમાં ન ચાલે. વળી ગાવામાં તમે લાંબા ટુંકા ઉચ્ચારો વડે જ માત્રામેળને

તાણી તુંસી છેડા મેળાવી દઇ શકો છો, પણ કાંઈ છાપેલ કવિતા તમારા એ દોષને નહિ ઢાંકી શકે. માટે ખૂબ નવું સાહિત્ય વાંચી ભાષાને વિષે ચોકસ ખ્યાલો ઘડી લેજો. જૂની, લોકસાહિત્યની, તેમ જ નવી, સાક્ષરી સાહિત્યની બેઉ કવિતાનું પરિશીલન કરતા રહેજો. રસવૃત્તિ જેની સાબૂત છે એવા મનુષ્યને કોઇ પણ કવિતાનું વાચન નડવાનું નથી, પછી ભલે એમાં કચરો ઘણો હોય. શેરડીનો રસ ચૂસાયા પછી છોતાં આપોઆપ થૂંકાઇ જાય છે.

ને કવિતાનો જે ખરો ભક્ત હોય તેના, નવું નવું જાણવા નિહાળવાના તલસાટને તો કદિ જ પૂર્ણવિરામ નથી મૂકાતું. દુલાભાઇ કવિતાના સાચા ઉપાસક બની અથાક આરાધના કર્યા જ કરે એવું હું માગું છું. ‘ કૂવાની દેડકી ’ તો બધા જ બને છે.

ભાવનગરના સ્વપ્નસેવી અને કોડીલા કેળવણી અધિકારી પાસે મારી એક જૂની યાચના છેઃ કે દુલાભાઈ તમારો રત્નભંડાર છે. સચોટ એની કહેણી છે. એને રોમેરોમે પહાડી જીવનના સંસ્કાર સીંચાયા છે. શા માટે આવા કથાકારને અને કવિને તમે તમારી શાળાએ શાળાએ નથી લઈ જતા ?

આપણા શાળાશિક્ષણમાં અત્યારે એક સંજીવની–તત્ત્વની ખોટ પડી છેઃ કથાકારની, કવિતાકારની ખોટ. આપણે જૂના જમાનાની ભાટાઈ નથી જોઈતી, માટે જ આવા વિવેકી લોકજ્ઞાનીનું ત્યાં ખરૂં સ્થાન છે.

મુંબઈ ૩ : ૩ : ’૩૫
મહાશિવરાત્રી

ઝવેરચંદ મેઘાણી

# સાચો સાચ.

મ્હારી ઓળખાણ તો રા. મેઘાણીભાઇએ બરાબર કરાવી દીધી છે. કોઈ કોઇ ઠેકાણે "અશાઢે સુ લીલંબરં અંગ ઓઢી," "દીન દયાળુનો વાસ નથી." "અણુંમાં આખો વડ સંકેલ્યો"—એવી એવી લીંટીઓ વીશ વીશ કડીના છંદોમાંથી પકડી, ભાઇને દાવે પોતે પણ નહિ ધાર્યાં હોય, એવાં પદના વખાણ થઈ ગયાં છે. એ એના અંતરાત્માનો અણધાર્યો પક્ષપાત મને લાગે છે. ખરૂં તો એ છે કે જે વસ્તુને "કવિ" અથવા "કાવ્ય" કહેવાય છે એને અને મારે તો મને લાગે છે કે પૂર્વ પશ્ચિમ જેટલું જ છેટું છે.

મારા ઘણા મિત્રોને હું સાચો સાચ ઘણી વાર કહું છું કે મને કવિ કરતાં ખેડુત કહો તો વધારે સારૂં.

ચોપડીમાં જે ગીતો છે તે તો મારા મન મનાવવા પૂરતાં જ છે. નથી પીંગળનાં માપ કે નથી અલંકાર કે નથી કોઈ પદ લાલીત્ય કે નથી કાંઈ અર્થવાહક "તબકે જાણી માવડીના તનની ભરી રોશ નિરાશાની

આંખડીયું." એ લીંટી નીચે પીછાનમાં મેઘાણીભાઇએ થોડોક પક્ષપાત કરતાં સાવ સાચે સાચું લખી દીધું છે. મારામાં કવિતાનો નિર્મળ ધોધ તો નથી જ. પણ નાનું અને ડોળું ઝરણું કડીઓ મેળવવા પૂરતું હોય તો તે **સ્વામી મુક્તાનંદજી**ની જ પ્રસાદી છે.

ચારણી સાહિત્ય, ચારણી ભાષા સાચો સાચ શું કહેવાય તેના પૂરા માપની મને ખબર નથી. કયો છંદ કેટલી માત્રાનો કે વર્ણ મેળનો કે ગણ મેળનો બને છે, તે પણ હું જોઇએ તેટલું જાણી નથી શકતો. શબ્દાડંબર અને નાદવૈભવ મારા ઘણા છંદોમાં આવે છે કે જેમાં કલ્પના નથી હોતી.

કવ્વાલી અને ભજનો તો હું લાંબા રાહથી ગાંઉ છું એટલે કયાં કેટલી માત્રા જોઇએ તેની ત્રુટીની મને ખબર નહિ પડી હોય.

આગળ લખાએલ બધાં નવાં ગીતો પૂ. મહાત્માજી પ્રત્યે મારી જાગેલ પવિત્ર લાગણીઓ પછીજ રચાયાં છે. લખવા તો એ જ માગું છું કે, "ગાવન ચરાતો લકુટીકોં કર ધારીકે." "પૂર્વને નાતે" ના કવિતમાં મેં કહ્યું છે તેમ હું ગાયો ચારનાર ચારણ. પણ ઉઘાડે પગે અને ઉઘાડે માથે એ સેવાનું ફળ મને લાગે છે કે "કૃષ્ન અપનાયો નાતો પૂર્વકો સંભારીકે." નેક નામ-

દાર મહારાજા સાહેબે મને અપનાવ્યો અને ઢંગધડા વગરના પણ તેઓશ્રીને ગમેલાં મારાં ગીતોને છપાવી બહાર પાડ્યાં.

કાવ્ય રસમાં ભીંજાએલ મહાકવિઓની પણ ખામી, વિરૂદ્ધ પ્રકૃતિવાળા કાઢે છે. ત્યારે હું તો કવિના પડદા આડે "સાચો સાચ ખેડુત." એટલે મારાં કાવ્યો ભજનોમાં ખામી હોય એ કંઈ બહુ નવાઇની વાત મને લાગતી નથી. રામાયણના પ્રારંભમાં જ મહાત્મા શ્રી તુલશીદાસજીએ કહ્યું છે કે:—

સરસ હોય અથવા અતી ફીકા;
નિજ કવિત કેહી લાગે ન નીકા.

રા. મેઘાણીભાઈએ પ્રસ્તાવના લખી મારી ચોપડીને પ્રાણવાન બનાવી. કારણ કે હું સદાનો તેમનો ભાઈજ છું માટે.

**કાગ દુલા ભાયા**
પરજીયા ચારણ
**મજાદર.**

# ભાવનગરના ગોહેલ રાજવીઓનું સીધું વંશવૃક્ષ.



| નામ | ઈસ્વીસન | | ગાદી |
|---|---|---|---|
| સેજકજી | ૧૨૪૦ | ૧૨૯૦ | સેજકપુર |
| રાણજી | ૧૨૯૦ | ૧૩૦૯ | રાણપુર |
| મોખડાજી | ૧૩૦૯ | ૧૩૪૭ | પેરમ |
| ડુંગરજી | ૧૩૪૭ | ૧૩૭૦ | ઘોઘા |
| વીજોજી | ૧૩૭૦ | ૧૩૯૫ | ઘોઘા |
| કાનોજી | ૧૩૯૫ | ૧૪૨૦ | ઘોઘા |
| સારંગજી | ૧૪૨૦ | ૧૪૪૫ | ઉમરાળા |
| સવદાસ | ૧૪૪૫ | ૧૪૭૦ | ઉમરાળા |
| જેતાજી | ૧૪૭૦ | ૧૫૦૦ | ઉમરાળા |
| રામદાસજી | ૧૫૦૦ | ૧૫૩૫ | ઉમરાળા |
| સરતાનજી | ૧૫૩૫ | ૧૫૭૦ | ઉમરાળા |
| વીસોજી | ૧૫૭૦ | ૧૬૦૦ | સીહોર |
| ધુનોજી | ૧૬૦૦ | ૧૬૧૯ | સીહોર |
| રતનજી | ૧૬૧૯ | ૧૬૨૦ | સીહોર |
| હરભમજી | ૧૬૨૦ | ૧૬૨૨ થી | ૧૬૩૬ સુધી હરભમજીના ભાઈ ગોવીંદજી તથા તેના દીકરા સત્રસાલજીએ ગાદી ભોગવી. |

| નામ | ઈસ્વીસન | | ગાદી |
|---|---|---|---|
| અખેરાજજી | ૧૬૩૬ | ૧૬૬૦ | સીહોર |
| રતનજી | ૧૬૬૦ | ૧૭૦૩ | સીહોર |
| ભાવસિંહજી | ૧૭૦૩ | ૧૭૬૪ | જેણે ભાવનગર વસાવ્યું |
| અખેરાજજી | ૧૭૬૪ | ૧૭૭૨ | ભાવનગર |
| વખતસિંહજી | ૧૭૭૨ | ૧૮૧૬ | ભાવનગર |
| વીજયસિંહજી | ૧૮૧૬ | ૧૮૫૨ | ભાવનગર |
| ભાવસિંહજી (દાદભા) | | ૧૮૪૫માં દેવ થયા | ભાવનગર |
| અખેરાજજી | ૧૮૫૨ | ૧૮૫૪ | ભાવનગર (નિરવંશ) |
| જસવંતસિંહજી (અખેરાજજીનાભાઈ) | ૧૮૫૪ | ૧૮૭૦ | ભાવનગર |
| તખ્તસિંહજી | ૧૮૭૦ | ૧૮૯૬ | ભાવનગર |
| ભાવસિંહજી | ૧૮૯૬ | ૧૯૧૯ | ભાવનગર |

હાલ નેક નામદાર મહારાજાશ્રી કૃષ્ણકુમારસિંહજી રાજ્ય કરે છે.



# અર્પણ પત્રિકા.

કવિત

ઉદ્ધવ સુનાયો વ્રજ બાલકોં બતાયો જ્ઞાન,
વો ન ચિત્ત ભાયો નંદ જાયો બિછુટે નહીં.
ઐારહું ડરાયો ઉષ્ણ તૈલમેં જરાયો તાત,
તાર સુધન્વાકો દેખો શામસેં તુટે નહી.
દ્વિજ કુબરેકોં ઘેર્યો ઘોર કુ દરીદ્રતાને,
હિયમેં બસાયો હરિ બિપતી લુંટે નહિ.
"કાગ" ક્યા બખાનોં કૃષ્ન નામકો પ્રભાવ ઐસો,
એક બેર લગ્યો ફિરિ છુટયો છુટે નહિ. ૧

પ્રસન વદન ઉર છત્રીવટ ભાવ ભર્યો,
સાવધાન ગુન પ્રજાપાલકો ધરનમેં.
ગંભીર ઉદાર સાર ધાર **ભાવનગ્રનાથ,**
તત્પર રહત કષ્ટ દીનકો હરનમેં,
ચારન ઉધારન ગુનગ્રાહી ભાવેશ નંદ,
નિશિદિન ધ્યાન રહે ખોડલ સ્મરનમેં.
એતે ગુન ધારી ભૂપ "**કાગવાણી**" ગ્રંથ યાતેં,
અર્પન કરેંમેં **કૃષ્ન** ભૂપકે કરનમેં. ૨

નેક નામદાર મહારાજા સાહેબ

## શ્રી કૃષ્ણકુમારસિંહજી બહાદુર

સં. ભાવનગર.



ત્યારે કૃષ્ણભુપાળ પ્રજાહિતના સુખદાયક રોજ વિચાર કરે;
ત્યારે એક અવાજે પ્રજા કહે કે નૃપ કૃષ્ણ ધણી એ અમારો ધણી.

# પૂર્વને નાતે.

[1]નાગર નહોં મેં કાવ્ય સાગર નહોં મેં "કાગ,"
ગૌવન ચરાતો [2]લકુટીકોં કરધારી કે.
[3]કાનન ફિર્યો મેં કૃશ્ન નામકોં અરાધ્યો સદા,
મોહી પહચાન્યો કૃશ્ન ભૂપનેં નિહારીકે.
ગુરૂકે પ્રસાદ જ્યોતી કાવ્યકી પ્રકાશી ચિત્ત,
તાહિકોં બઢાઇ ભાવનંદન વિચારિકે.
તપમેં તપ્યોરૂ શ્યામ જપમેં જપ્યો તો આજ,
કૃશ્ન [4]અપનાયો નાતો પૂર્વ કો સંભારિકે. ૧

## નેક નામદાર મહારાજા સાહેબનો હૃદય ભાવ.

હમહોં નૃપાલ ત્રાહ તારન હમારો ધર્મ,
દેશ હૈ હમારા ભૂપ વોહી વૃત્તિ ચુત હૈ.
રૈયત હમારી હમ પ્રજાકે રછન હાર,
ઈસી કાજ લરૌં આગેં ક્યોં ન ચમકૃત હૈ.

---

૧. શહેરમાં રહેવાવાળો ૨. લાકડી
૩. જંગલ ૪. પોતાનો કર્યો

નિજ દેશવાસી કૃષીકારોંકી મહેનતસેં,
મેરે સીંહઆસનકા પાયા મજબૂત હૈ.
નંદકોંરબાકો જાયો કૃશ્ન તો ભનંત ઐસેં,
ભારતકો ભવ્ય ભક્ત વોહી રજપૂત હૈ. ૨.

* * *

સત્ય વૃત ધારી હમ "કાગ" કવિ ચારનહોં,
સાંચનકોં ગાઉં કભી આવૈ દીલ ગાના તો.
દુઃખનકે હેતુ જયસીંહકોં કયોં જન્મ દેતી,
રહી પછિતાતી કયોં ન આવે શરમાનાં તો.
છોટે સુખવારે હમ તોહીં કયા શિખાવોં માત,
તોકું દુખદાઈ વાકું હોય જો ડરાનાં તો.
કૃશ્ન જૈસે "મૈયા" પાંચ છત્રીનકો જન્મ દે દે,
(ફિર) તેરો દુઃખ રહે મોકું શુલી ચઢાનાં તો. ૩.

---

## અમારો ધણી.

સંવત ૧૯૮૯ ના ચૈત્ર માસમાં નેક નામદાર મહારાજા સાહેબનો મુકામ પોર્ટ આલબર્ટ વિકટર થયેલ ત્યારે તેઓશ્રીની સાદી રીતભાત અને પ્રજાપ્રેમ જેટલો મેં જોયો તેનું વર્ણન કરીને કહી સંભળાવેલ છંદ.

## છંદ દુમીલા

નિજ રોફ વધારવા કારણિએ જેના રક્તને નેત્રમાં ક્રોધ રમે,
એનીપાસ જતાં થડકે સહુ માનવ(એને)એકલાં ભવ્ય અટારિ ગમે.
વ્યસને વ્યસને વધિને વધિને નૃપ ઔર હજારોંને દાહ દહે,
**ત્યારે ક્રુશ્ન ભુપાળ** હૈયે હસિને હસતે મુખડે દિન રાત રહે.૧

અવશેષ વિચાર જુગાર રહ્યા કે રહ્યા અબળા પરની હરવા,
ફરવા મસતી કરવા કે રહ્યા વિસવાસ દઇ જન છેતરવા.
નિજ રૈયતનાં ઉનાં લોહી પિવા કેક રાજવિ રાક્ષસિ મૂખ ધરે,
**ત્યારે ક્રુશ્ન ભુપાળ** પ્રજાહિતના સુખદાયક રોજ વિચાર કરે.૨

કોઈ જાય હિમાળા કે પંચગિની કોઇ મંડઉટાકાય ઉર ધરે,
કોઈ સાતેય સાગર પાર ગયા જાણે છૂટિઆ દેશ તણે પિંજરે.
નિજ રૈયત હૈયાંના વાસ તજી પરદેશ ઘણા નૃપતિ દરશે,
**ત્યારે ક્રુશ્ન ભુપાળ** રૂતુ ગ્રિષમેં નિજ સાગર તીરેંય વાસ વસે. ૩

મદિરા તણો સાગર ઘોર મહા ઉછળ્યાય તરંગ મહા બળિયા,
ખારાં નીરના રાક્ષસિ જોધ નીશા ઘણાંરાજમાંઆજ ફરી વળિયા.
કોયે પ્રાણ કર્યો કોયે મિત્ર કર્યો કોયે શીસાને ચુમ્બીને ઉર ધર્યો,
**ત્યારે ક્રુશ્ન ભુપાળ** પ્રજાહિત કારણ દારૂને દેશ નિકાલ કર્યો. ૪

દી'ને રાત કહે રજની કહે દી' નિજ સ્વારથની બાધિ બાજી રમે,
કોઈ ઇંદ્ર હરી કે કુબેર કહે એવા ખોટ બોલા એને ખૂબ ગમે.
નૃપ કૈંક ખુશામતિઆ કવિની કવિતા સુણીને ખોટાં શીશ ધુણે,
ત્યારે કૃશ્ન ભુપાળ સુ ચારણુ મૂળથી રાજ પ્રજાના સબંધ
સુણે. ૫

પડતી પડતી ડગલાં ભરતી ભયભીત ક્ષુધાની જુવો સુરતી,
કદહીણુ બની હિણુ માન બની નિરઆશ્રિત દૂબળડી ઝુરતી.
એને જોઇને હાસ્ય કરે કૈંક રાજવી સાગર સ્હેલના મંત્ર જપે,
મારા બાળુડા રાજાને કાળજડે ગૌમાતના દૂખની જવાળ તપે. ૬

નિજ રંક પ્રજા તણી હાય તણાં ત્યાં તો વાદળ બારેય માસ રહે,
કોઈ દેશ વિદેશ તણાં હસિને વરસાદમાં કયાં થકી વા'ણુ વહે.
તે તોફાન ભર્યો નૃપ કૈકને સાગર શંખ શેવાળની ભેટ કરે,
ત્યારે પેરમનાથ તણો દરિઓ નિત્ય કૃશ્નને લક્ષમી પાય ધરે.

કેતા રાજમાં લાખોય કારણુથી ઝાઝાં રાજ પ્રજાનાંય વેર સધ્યાં,
ત્યારે સ્નેહપુરી તણા રાજમહીં રૂડા રાજ પ્રજાના સબંધ વધ્યા.
કૈક રાજમાં સત્ય હું "કાગ" કહું હડતાળ પડે નર નાથ તણી,
ત્યારે એક અવાજે પ્રજા કહે કે નૃપ કૃશ્ન ધણી એ અમારો
ધણી જીય કૃશ્ન ધણી એ અમારો

ઉપરનો છંદ સીમ્સ સાહેબના નામથી ઓળખાતા બંગલાની ઓસરીમાં એના બધા ખૂબ અર્થ કરી મેં નામદાર મહારાજા સાહેબને સંભળાવ્યો તેઓશ્રીને ખૂબ ખૂશી થયેલ જોઈ મેં એક વિનંતિ કરી. એ વિનંતિ એ કે આપ મારે ત્યાં પધારો. એ વખતે આમંત્રણ વિષ-યનું એક ગાયન ગાયું. જે સાંભળી નામદાર મહારાજા સાહેબ તથા મે. અનંતરાયભાઈ સાહેબ મારે ત્યાં પધાર્યા અને ચારણની મઢુલી પવિત્ર કરી.

---

## મારે આંગણિએ

તમે આવો તો ગોહેલ નાથ સાચે મોતીડે વધાવું રે
મારે આંગણિએ મારે આંગણિએ. ટેક

લીલમ માણેકનાં નામ લખાવું ને હીરાના ચોક પૂરાવું રે
મારે આંગણિએ,
રૂપા કેરા પાટા પથરાવું ઉપર સોનાનાં સાથુન જોડાવું રે
મારે આંગણિએ. તમે ૧

સીલોન દેશનો હાથી મંગાવુંને આપની ચોળ કરાવું રે
મારે આંગણિએ
આલે અડિઆ મારા રંગ બેરંગી "પેલેસમાં પધરાવું રે
મારે આંગણિએ તમે ૨

રૂડી સુગંધીને કારણીયે હું કસ્તુરીના ખોબલા વેરાવું રે
મારે આંગણિએ
ગુલાબજળના ભર્યા ફુવારા એને ધીમા ધીમા છંટકાવું રે
મારે આંગણિએ તમે ૩

બુટાદાર રૂડી જાજમ બિછાવું ઉપર પુંભિઆળા જલેસાં પથરાવું રે
મારે આંગણિએ
કૃસ્ન મહારાજા જો કૃપા કરો તો એક [1] સુવાવડખાનું ખોલાવું રે
મારે આંગણિએ તમે ૪

---

## કૃષ્ન મુખ હસતું.

મારે ત્યાં નામદાર મહારાજા સાહેબ પધારે ત્યારે સોનાનો સૂરજ ઉગ્યો કહેવાય. એથી વધારે ઉપમાવાળા શબ્દો મને ક્યાંથી આવડે ?

મારો ધણી મારી ઝુંપડિએ પધાર્યા. ગામ ઝાંપામાં ચારણ કન્યાઓએ તથા વૃદ્ધ ડોશીઓએ મહારાજને ચારણોના રિવાજ પ્રમાણે વધાવ્યા. ચાંદલો કર્યો. ખમકાર ઝીલતા

---

૧ મહુવામાં એક ગૃહસ્થે પચાસ હજાર રૂપીઆ આપી એક સુવાવડખાનું બધાવ્યું. અને તેને ખુલ્લું મૂકવા ના. મહારાજા સાહેબ અને મે. પટ્ટણી સાહેબ પધાર્યા હતા તે વખતે પટ્ટણી સાહેબે પોતાના ભાષણમાં કહ્યું હતું કે આટલી મોટી રકમ આપી શેઠે ઘણીજ ઉદારતા બતાવી છે. માટે ના. મહારાજા સાહેબને કેટલાક જરૂરી કામ મૂકીને અહીં આવવું પડયું છે.

ઝીલતા ધીમે ધીમે ડગલે મહારાજ ( આભે અટકેલી મારી મ્હેલાતમાં ) એટલે જીર્ણ મઢુલીમાં આરામ ખુરશીએ બિરાજ્યા.

પેરમનો નાથ. પાંચ લાખનો ભાગ્યવિધાતા હું ગરીબ ચારણને ત્યાં કેમ પધાર્યા હશે એ વિષયનું તુરત એક ગાયન યાદ ચડયું એટલે મહારાજ આગળ બોલ્યો કેઃ–

---

## કૃષ્ન મુખ હસતું

### (રાહ મરાઠી સાખીનો)

નૃપતીમાં તકરાર પડી કિરતાર તણે દરબારે,
વ્હેંચણમાં [1]"છ" વસ્તુ વધી છે કોઈ ન એને સ્વિકારે
એને સહુ કોઈ ધીક્કારે,
ઉતર્યા ભીમ તણે આરે. ૧

દુખીને શરણાં દેવાનાં ગોહેલ જન્મ સંગાથે,
કાજ સહુ જાતેથી કરવું મેલવું નહીં કોઈ માથે
દુશમીન કયારેંય નવ ફાવે,
ભૂપને આળસ અંગ ના'વે. ૨

---

૧ છ વસ્તુ તે એ કે દુખીને આશરો આપવો. પોતાનું કામ પોતે જ કરવું. ઘોડા પર ચડવું. પ્રજાની અરજ કાનોકાન સાંભળવી. હસતે મોંયે રહેવું. પોતાના ચારણોની ખબર કહાડવા ક્ષત્રિય ધર્મ પ્રમાણે તેમને ત્યાં જવું.

ભાલો કર ધારીને ભૂપતિ ઘોડા ઉપર આવે,
એ વખતે મને આતાભાઈની અણસાર સઘળી આવે
હશે આવો આગળનો નૃપતિ,
ઢંઢોળીને ઘેર કરી ધરતી. ૩

પહોર પહોર ઉભે પગ રહીને રૈયતની અરજી સુણે,
ગંગાજળિઓ ગોહેલ ભૂપતિ પૃથ્વી ન પગલે દુણે
સુરજ વ્યોમ ચડી જાતાં,
સુકોમળ [૨]ગાલ બને રાતા. ૪

(છઠ્ઠું) ચારણની ઝૂંપડિએ જાવાના આપે ન કર્યા ઉધારા,
(તેથી) ભાવનંદ નૃભાવ ધરીને 'કાગની' મઢુલિએ પધાર્યા
હવે કોઈ દુખ નથી દિસતું,
ભાળીયું **કિશન** મુખ હસતું. ૫

નેક નામદાર મહારાજા સાહેબનો મુકામ 'મહુવા' હતો. હું એ વખતે ત્યાં ગયેલ. યુવરાજ કુંવર **શ્રી વીરભદ્રસિંહજી** એક વખત રોતા હતા એ ઉપરથી આ હાલરડું જન્મ્યું છે. મહારાણી **વિજયકુંવરબાસાહેબ**

---

૨ એક દિવસ ના. મહારાજા સાહેબ પીપાવાવ પધાર્યા હતા અને ત્યાંથી અગીઆર વાગે પાછા વીકટર પધાર્યા એ વખતે ઘણા જ અરજદારો હતા. તેમની સામે લગભગ એક કલાક ઉભા રહી બધાંની અરજ સાંભળી પણ તડકો ખૂબ પડતો હોવાથી ના. મહારાજા સાહેબનું મ્હોઢું લાલ થઇ ગયું હતું એ સૂચન છે.

કુમારશ્રીને છાના રાખવા બીજાં ઘણાં હાલરડાં ગાય છે, પણ એમને તો જુદું જ હાલરડું સાંભળવું છે.

આંખના ભાવથી મહારાણી સાહેબને બાળ મહારાજ સમજાવે છે કે મને તો મારા વડવાઓનો ઈતિહાસ હાલરડામાં સંભળાવો તો જ છાનો રહું.

એ વાત મહારાણી સાહેબ સમજી જાય છે. કુમારશ્રીને છાના રાખવા, ગોહેલ વંશની વાત ઉપરાંત આદર્શ રાજાઓનો ધર્મ, અને એકાદ લીંટીમાં મોસાળ પક્ષના જામ અજાજીનો "ભૂચર મોરી"નો પ્રસંગ પણ હાલરડા રૂપે ગાય છે.

---

## હાલરડું

( આભમાં ઉગેલ ચાંદલો ને જીજીબાઈને આવ્યાં બાળ
( એ શિવાજીના હાલરડાનો રાહ.

હાથ હિંચોળીને તાણતાં દોરી હૈંડે હેત ન માય
માતા ગાય બાળનાં ગાણાં
(તોય) વીરોજી રેય નઈ છાના—ટેક

પારણામાંથી સુણવી છે એને વંશ ગોહેલોની વાત
આંખેથી બાળ સમજાવે
(મને) તે કેડે નીંદરૂં આવે. ૧

સાંભળે સુતો બાળરાજા માએં મીઠડી માંડી વાત
ગોહિલોનું બિરદ છે ન્યારૂં
ગંગાજળ કુળ છે તારૂં. ૨

બ્રાહ્મણ વૈશ્ય ને શૂદ્ર માટે રૂડી ગંગમાતાજીની ધાર
રજપૂતોનું તીર્થ બતાવું
(એને) પ્રજાના હિતમાં ન્હાવું. ૩

બોલ અફર જેના [1] કાછ અણડગ જેને દેશતણાં અભિમાન
પોતાની ભોમકા માટે
ઊનાં ઊનાં લોઈ પણ છાંટે. ૪

સિંહ સાદૂળા તું રાખીશમાં ઝાઝી પરદેશોની પ્રીત
ઘરો ઘર ઘોડલાં હાંકી
પ્રજાની સુણ હાલાકી. ૫

આપ્તજનોને ભાયાતને બાળુડા જાણજે પોતાની બાંય
એની જાગીર ન લેજે
એને દુ:ખે ભાગીઓ થાજે. ૬

સુખ દુ:ખે સમભાવ રૂદે એવાં રજપુતોનાં નીમ
એટલું મારા પ્રાણથી વ્હાલા
લખી રાખ્યે કૃષ્ણના લાલા. ૭

---

૧. એક પત્નીવ્રત.

અહીંનું સુધારી બાળ મારા ઉર ધરજે ઈશ્વર ધ્યાન
સાંભળ પેરમના રાજા
દેર્યુના મોહ નો'ય ઝાઝા ૮

આશરે આવ્યો ન આપીઓ રે એક [1]સસલાનો શિકાર
ક્ષત્રીવટ ધર્મને ધાર્યો
(તેદી) ખાંડાંનો ખેલ સ્વીકાર્યો ૯

ચારણીને જોડી સાંતીએ રે એનાં વાવણીનાં ટાણાં જાય
[2]"દેપાળે" ધર્મ સંભાર્યો
ધોંસર લઈને કાંધપર ધાર્યો. ૧૦

બેટડા તારા બાપદાદા લેતા દરીઆ કેરાં દાણ
સુણી શાહ હાથ પછાડી
આવ્યો મોટી ફોજ ઉપાડી. ૧૧

---

૧. ખેડગઢથી સેજકજી ગોહેલ સોરઠમાં આવ્યા ત્યારે જુનાગઢના રા'કવાટના કુમાર ખેંગારજી એક વખત શિકારે નીકળેલ તેના શિકારનો એક સસલો ગોહેલોના મવાડામાં જતો રહ્યો ખેંગારે માગણી કરી પણ આશ્રયદાતાનાં બીરદ ધારણ કરનાર ગોહેલોએ સસલો આપ્યો નહીં એમાં લડાઈ પણ થઇ હતી.

૨. દેપાળદે ગોહેલ એ સેજકજીના ભાઇ થાય. એક વખત એક ચારણે બળદની સાથે પોતાની સ્ત્રીને વાવણી કરવા સાંતીએ જોડેલ તે જોઈ દેપાળદે ગોહેલે ચારણ્યને કાંધેથી ધોંસરૂં પોતાને કાંધે લીધું. એની વાવેલી જમીનમાં કરસડે જુવારને બદલે મોતી પાકયાં. એ મોતી લઇ નીરલોભી ચારણ એના દરબારમાં ગયો અને પોતે પસ્તાણો છે એવા ન્યાયનો દુહો બોલ્યો:

જાણ્યો હત જડધાર નવરંગ મોતી નીપજે;
તો વવારત વડવાર દી આખો દેપાળ દે.

³"મોખડો ઉઠયો સામલેરે તેદી શાહુ પામી ગયો ત્રાહ
એડી જુદ્ધ મજલૂં લાંબી
(એની) "ખદડપર"માં ધડની ખાંભી. ૧૨

¹"રામદાસ" જાતા કાશીએ ને ઉદેપુરનાં ખાધેલ અન્ન
આવી મ્લેચ્છ ફોજ હજારાં
તેદી રાણા આડાં શીશ ઉતાર્યાં. ૧૩

²"વખતસિંહ" વેરીઓ સામા રોમે રોમે ઝીલ્યા ઘાવ
એના ફૂળ મીઠડાં વેડયાં
(દાદે) રાતાં રાતાં લોઈ બઉ રેડ્યાં. ૧૪

---

૩. ગોહેલોમાં દરિયા પર રાજ્યના ગણેશ માંડનાર એ વીર મોખડો. કોઇ એક મોતીશા નામે દીલ્હીની રયાસતના વાણીયાનાં એણે દાણ લીધાં. એ વખતના દીલ્હીના બાદશાહ મહંમુદ તઘલખને વાણીએ ફરીઆદ કરી. બાદશાહ પોતે ફોજ લઇ ઘોઘા પર ચડયો મોખડોજી બહુ બહાદુરીથી લડયા તેનું માથું ઘોઘામાં પડયું અને ધડ લડતાં લડતાં ઠેઠ ખડદપર સુધી ગયું. ખડદપરમાં હજુ એ શૂર ઝુઝાર મોખડાજીની દહેરી છે.

૧. રામદાસજી ગોહેલ કાશીએ યાત્રા કરવા જતા હતા રસ્તામાં તેઓ થોડાક દિવસ ઉદેપુર રોકાણા હતા ઓચીંતા બાદશાહી ફોજ ઉદેપુર ચડી આવી હતી. ત્યારે રામદાસજી રાણાજીની ફોજને મોખરે રહીને લડ્યા હતા. અને ત્યાંજ મરાણા હતા.

૨. ભાવનગર રાજના આઘા આઘા શીમાડા થાપનાર, તળાજા, મહુવા, રાજુલા, કુંડલા બીજા નાના મોટા ઘણા ભાગને ભાવેણા નીચે મેળવનાર, લડાઈઓ લડી લડી રૂંવાડે રૂંવાડે ઘા ઝીલનાર ગોહેલ વંશનો મુગટ એતો ઠાકોર વખતસિંહજી (આતાભાઈ).

મોસાળમાં તારે જામ [૩]અજોજીએ સુણી ધીંગાણાની વાત
તેદી વરમાળ ફેંકીને
આવ્યો રણ માંય ઠેકીને. ૧૫

આઠ દી'ને ઉજાગરે વીરાને આવવા માંડી ઉંઘ
હાલરડેથી આંખ ઘેરાણી
વ્હાલી લાગી "કાગ"ની વાણી. ૧૬

## રોમ રોમ રમે

### કવિત

ગોહેલ ગંગાજલકો કાયમ નિભાવૈ પદ
પ્રજા પ્રાન પ્યારી ચીત હોઈ વીરભદ્રકોં,
કુમતી નીવારે નિજ છત્રિનકી પ્રેમધારી
સુમતી બઢાવે ભાવ હોઈ વીરભદ્રકોં.
દેહતોહૈ માનવકી ઈનહીંમેં દેવ કૌન
કાયમ વો બાત યાદ રહે વીરભદ્રકોં,
યેહી અશીષ "કાગ" મેરા યહ હાલરડા
રોમ રોમ રમે કૃશ્ન નંદ વીરભદ્રકોં.

---

૩. "ભૂચરમોરી"ની પ્રસિદ્ધ લડાઈ વખતે ફેરા ફરતાં ગળામાંથી વરમાળા ફેંકી અને જેણે લડાઈ લડી એ જામ અજોજી તે મહારાજ કુંવર વીરભદ્રસિંહનું મોસાળ પક્ષ. એ વખતનો જામ અજોજીનો દુહો:

આપી તેં અળગી કરી ખેળ સ માંય ખળા;
કંઠ કેસરી તણા જાણે સાંકળ સત્રસલ રાઉત.

અર્થ—હે સતાજી જામના દીકરા આજ તેં વરમાળા પ્રસન્ન ચિત્તે ત્યાગી દીધી. જાણે બંધીવાન સાવજે સાંકળ ત્યાગી હોય નહિ?

## ભાલો ભયંકર.

મહુવામાં ભાલાથી ડુક્કરના કરેલ શિકારનું મહે-
ખાન નિર્મળકુમારસિંજીનું કવિત.

### કવિત

નીર્મલ પછ માતુલકો ભાવ તાત નિર્મલ ત્યોં
નીર્મલ કુલ ગોહીલકો અરિકો ખયંકર હૈ;
નીર્મલસુ નેત્ર સુખ અંગ સબ નીર્મલહૈ
ધર્મભ્રાત નીર્મલ સો યુદ્ધકો જયંકર હૈ;
નીર્મલ બિચાર સાર ધાર તખતેશ હર
નીર્મલ હૈ ઈષ્ટ જોહી ઈષ્ટ સદા શંકર હૈ;
"કાગ" એતી બાત સોઈ નીર્મલ રૂ ડુક્કર પેં
ભાવ નંદ નીર્મલકો ભાલો ભયંકર હૈ.

---

## મારા હૈયામાંથી કાવ્ય બહાર નીકળવાનો દિવસ.

### ચાંચને ચોરે:—

ચાંચના કેમ્પમાં રાતે રાતે હું થોડી વખત મહારાજ આગળ બેસતો, અને મારા બનાવેલાં ગીતો સંભળાવતો. તેમાં ખાસ કરીને પૂ. મહાત્માજીનાં તથા ખારવાઓનાં લોકગીતો અને સીંધમાંથી "જાહલ" જુના-

ગઢના રાજા 'રા' નવઘણુને સંદેશો કહેવરાવે છે અને નવઘણુ સોરઠીઆણી જાહલની વ્હારે ચડે છે. (જનેતાના દુધમાં ભાગ) એ સ્વરચીત ગીતો તથા બીજાં કેટલાંક પરચુરણ ગીતો સંભળાવ્યાં હતાં. ભાવભીને હૈયે મહારાજ એ સાંભળતા હતા. ગામડાની સાદી સીધી ભાષા ઉપર તેઓશ્રીને કયારેય અણગમો આવતાં મેં જોયો નથી એટલે જ સાચી વાત મહારાજ આગળ હું હીમતથી કહી શકું છું; એ બધું સાંભળ્યા પછી મારાં બધાં કાવ્યો કે ગીતો કે ભજનો જે કહેવાતાં હોય તે છપાવી આપવા પોતે કહ્યું. મારા જ મોઢામાં રહેતાં બહાર નીકળી પાછાં મારા જ હૈયામાં સમાઈ જતાં મારાં ગીતોએ કાવ્ય રસિક નેક નામદાર મહારાજા સાહેબ અળગા બહાર નીકળવા વિનંતિ કરી હશે, એટલે ટીપીટુપી ઘાટે ચડાવેલાં એવાં મારાં ગીતો આજે જગતમાં ફરવાની કૃતાર્થતા અનુભવે છે.

પૂણ્ય પવિત્ર નેક નામદાર મહારાજા સાહેબે "કાગ"નાં ગીતોને બહાર પાડ્યાં, એટલે મારાં કાલાં ઘેલાં ગીતોને એ અવતારી નામ સાથે જોડવાનું તો ભાગ્યમાં માંડ્યું જ હશેનાં?

---

# ચારણોને સ્થાન નથી

સં. ૧૯૯૦ ના પોષ માસમાં નેક નામદાર મહારાજા સાહેબનો મુકામ 'ચાંચ' થયેલ. તે વખતે અમારી ચારણોની ઘણી પડતી થઇ છે તેને વિદ્યાદાન આપીને ઉદ્ધાર કરવાની વિનંની કરી તે બાબતનો સંભળાવેલ છંદ.

### છંદ દુમીલા

અમુને સહુ રાજન હિંદ તણા પૂજનીક સદાય જુવો ગણુતા,
એવા સત્ય ઉચારના સેવનથી અમુને સહુ દેવ હતા ભણુતા;
અમે દેવ ટળ્યા નેં મનુષ્ય ટળ્યા હવે શું રહ્યા એહનું ભાન નથી,
કયા કૂકરમથી નૃપ કૃષ્ણુ જુઓ કયાંય આજગમાં હવે સ્થાન નથી.

પાપી પેટડિયાં ને તો કારણિએ અમે ભ્રષ્ટ અસત્યમાં જીભ કરી,
હતિ દેવની તેજલ આંખડિયું નિરખી પરદોષ ને ભ્રષ્ટ કરી;
કર ભ્રષ્ટ કિધા અતિ દાન લીધાં મારો આતમ ઉર એકાંતે રડે,
નિજ જ્ઞાતિમાં એ નિરખી નિરખી (મને) કુણિ સેજડિએ નવ ચેન પડે.

જેના કોમળ કંઠ થકી જગમાં નિત્ય છંદ ધ્વનીના ઉચાર થતા,
એવા દેવિના બાળક તે સુખથી જુવો ગાળ પરસ્પરમાં ભણુતા;
નિજ ભ્રાતનાં ખૂન પિએ ખુશિથી એવા કોઈ કુકૃત્યનો બાધ નથી
દિનરૂપાએ બધું નિરખી નિરખી મારા જીવનમાં મને સ્વાદ નથી.

પરણ્યા વિણ ઝુરતી પુત્રીઓનાબાપના શીશના વાળ સફેદ થયા,
એવા બાપનાં હાય કયે વિધિએં એનાં કેમ ઘડ્યાં કરિ વજ્ર હૈયાં;
બાળે જીંદગી દોકડા કાજ કરી એની દૈત્ય વૃત્તિ ન ડગાવિ ડગે,
મારા જીવતા જીવને બાળી રહી એની જ્વાળ મને ઉરમાં સળગે.

ખોટા ખર્ચથી ગામ ગરાસ ઘણા કોરા કાગળિઆમાં મંડાય ગયા,
એને અન્નનેવસ્ત્રની તાણ્યું પડી મારાં ભાંડુડાં હાય બેહાલ થયાં;
એનાં દેહનાં તેજ હરાઈ ગયાં એને મૂળ સ્મશાનની શાંતિ ફરી,
જીવવા કજ રોજ જમું પણ હા મારા ભોજનમાં જાણેં ધૂડ ભરી.

નિજ રૂપ ભૂલી અને ધાબળિઆળિયું યાચવા કારણ રોજ ફરે,
જેણે છત્રપતિનાંએ માન લીધાં અપમાન એનાં સહુ કોઈ કરે;
આજ ખોડેલ વંશની ચારણિયું જુઓ માગવા શુદ્ર ઘરે ભટકે,
મારા કાળજામાં એના ઘાવ પડ્યા મનેં દિવસ રાત સદા ખટકે.

ઉધાર કરે નિજ ચારણનો રજપૂતનો મારગ એ સલુણો,
આજ આભમાં દેવ દેખાતો નથી કોઈ ગેબમાં હોયતો સાદ સુણો;
અમે શ્વાન સમા હડકારા સહ્યા નૃપ '**કાગની**'ધાહ સુ કાનેધરો,
તમે કંઈક સહાય કરો નહિ તો મારા જીવન યંત્રને બંધ કરો.

નેક નામદાર મહારાજા સાહેબ ચાંચના દરિયામાં હોડી બહુ સરસ રીતે તારતા હતા. તે જોઈ મને બે કવિત હૈયે આવ્યાં તે મેં કહી સંભળાવ્યાં કે આપનેં હોડી તારતાં બહુજ સરસ આવડે છે તો હે પાંચલાખના ભાગ્ય વિધાતા, ભાવેણાના નાથ, એક બીજી હોડી છે તેને તારી આપો.

---

# નાવડી તરાઇએ

## કવિત

હૈતો હિયમાંજ ભરી ઔર યાદ કરી નૃપ,
પતિકી જવાબદારી આપ ઉર લાઇએ;
ગ્રામ ગ્રામ ફિરૌ ધામ ધામ મેં પધારો ભૂપ,
સંપતીકા વેશમેં દરીદ્રતા નિહારિએં;
રાવરે હિયેમેં જો ભર્યો હે બલવંત ભાવ,
હાથ મુચ્છે દેકેં ઔર આગે બઢાઇએં;
તરની તરાનેકાં જો આ ગઇ તુમ્હીકાં તો તો,
**નાથ નિજ રૈયતકી નાવડી તરાઈએં** ૧

હયના કઠીન રાજપૂતકાં કિસિભી કાજ,
કરકેં દછાઈ ઐસેં મારગ નિકારિએં;
બલહે દધિ જલહે ધનહે ધરાહે નાથ,
દછ હે પ્રધાન ખાનદાન સુ નિહારિએં;
સામગ્રી સબ હૈ હિય ભર્યો હે ધનીકો ભાવ,
વોહી ભાવ ભાવ નંદ છેત્ર મેં લે આઇએં;
ચાહો તો તિરાવો મહારાજ કિસનકુમાર
**નાથ નિજ રૈયતકી નાવડી તરાઈએં.** ૨



સર પ્રભાશંકર પટ્ટણી

કે. સી. આઈ. ઈ.

એના સાગરથી ઉંડાં પેટ મહા અપરાધ સહુ એ ક્ષમા કરશે.

# સર પ્રભાશંકર પટ્ટણી

કરજ કમિટીના ચુકવણામાં પૂ. પટ્ટણીજી રાજુલા પધારેલા અને ત્યાંથી વિકટર પધાર્યા હતા. હું સ્ટેશને તેઓશ્રીના દર્શનાર્થે ગયો હતો. મે. વસુલાતી સાહેબ નટવરલાલભાઈએ મને ત્યાં જ રોકી દીધો. પછી નક્કી થયું કે બાળ મહારાજા સાહેબનું હાલરડું પૂ. પટ્ટણીજીને સંભળાવવું. નક્કી કરેલ વખતે અમે તેઓશ્રીના ઉતારાના બંગલે ગયા.

પૂ. પટ્ટણીજીના મહાન ક્ષમાના મેં ઘણા જ દાખલા સાંભળેલ. એ વખતે જ મારા હૈયામાંથી નીચેનું કાવ્ય બહાર નીકળેલ પણ હું સંભળાવવા ગયેલ નહિ. મેં એમ પણ સાંભળેલ કે પોતાની કાંઈ પણ કવિતા પોતે સાંભળતા નથી. કવિ સ્વભાવને તો લાખો રૂપિઆ આપે પણ પોતાની બનાવેલ કવિતા ન સંભળાવે ત્યાં સુધી બધું ધૂળ. એ પ્રમાણે મને પણ હતું જ.

એ વૃદ્ધ રૂષિરાજની સામેં બેસી વિગતવાર હારલડું લગભગ એક કલાક સુધી મેં હર્ષથી ગાઈ સંભળાવ્યું. મને યાદ છે કે કરૂણારસની તથા ગરીબોની વાત એ

મહાન રાજ્યતંત્રી દેવનું હૈયું સાંભળી ન શકતું, તેની સાક્ષી તેઓશ્રીની આંખનાં આંસુ આપતાં હતાં.

તેઓશ્રીની આગળ વાત કરવાનો રસ મને જેટલો આવ્યો હતો એટલો તો કદાચ ક્યાંય આવ્યો જ નહિ હોય.

હાલરડું ગાઈ સંભળાવ્યું. અને પછી વિનંતિ કરી કે બાપુજી, એક પાંચ કડીની કવિતા છે. એનું નામ છે વેરનો બદલો અને બેનો ગુન્હો. જો કહો તો સંભળાવું. માથું હલાવી હા કહી. પછી બોલવામાં વિલંબ શેનો હોય?

---

## વેરનો બદલો અને બેનો ગુન્હો

(સવૈયાની અથવા ત્રોટક છંદની ચાલ)

ભુલ્યો તોલસુ રાજન બોલ તણો
અપમાન સભામહ કીધ ઘણો
કર્યો દ્રુપદે દોષ જો દ્રોણુ તણો.

અપમાન ભુજંગ નસે નસમાં ડસતાં,
મુનિરાજે જુવો દિલમાં શું થયું;
એક દ્રુપદ કાજ મહાદ્વિજ રાજને,
ક્ષત્રિનું સાફ મેદાન કર્યું.

લાગ્યું દક્ષને બ્રહ્મ સભામહુતેં
વૃથા તોય જુવો ઇતિહાસનતેં
અપમાન ગણ્યું એણે શંકરતેં.

કર્યો યજ્ઞ મહા એ પ્રજાપતિએ,
ચિત શંકર શું મન દ્રોહ ધર્યો;
એહી કારણ જોગી જટાધરનેં,
એના શીશનો જ્વાળમાં હોમ કર્યો. ૨

અદ્‌ભૂત વિચિત્ર પંડુ ગ્રહમાં
ભૂલ્યો અંધનો સુત સભા ગ્રહમાં
હસિ દ્રૌપદિ સ્મિત સુ નિગ્રહમાં.

મહારાજ સુયોધનેં ત્યાગી ક્ષમા,
એવા કિંચિત દોષનો કોપ ધરી;
સારી હિંદના ભૂપ સમક્ષ મહાસતી,
દ્રૌપદીને જો બેહાલ કરી. ૩

પ્રભુના ઘરથી એ નથી ડરતો
પણ લેશ ન ત્રાસ દિલે ધરતો
જુવો નાશ કુઠાર એનો કરતો.

જગ વંદિત ચંદન તે બદલે એને,
મુખેં સુગંધી સદા ભરશે;
એનાં સાગરથી ઉંડા પેટ મહા,
અપરાધ સહુ એ ક્ષમા કરશે. ૪

નર માનવનો જો કરીશ ગુનો
એતો વાળશે વેર મહા દુગુનો
બદલો સહુ લેશે બુરાઇ તણો.
કરો કોઈ ગુનો તો કરો 'હરિનો',
"પટણીનો કરો" ન ચિતે ધરશે;
એનાં સાગરથી ઉંડા પેટ મહા,
અપરાધ સહુ એ ક્ષમા કરશે. ૫

યુવરાજ કુમારશ્રીનું હાલરડું તથા ઉપર લખેલ કવિતા સંભળાવી અમો નીચે ઉતર્યા. મે. વસુલાતી નટવરલાલભાઈએ મને કહ્યું કે બાપુજીએ તને કંઇક આપવા મને કહેલ છે. મેં વિનંતિ કરી કે, આજે મને જે આનંદ થયો છે તેના કરતાં કઈ ચીજ વધારે કિંમતી છે જે મને આપ આપશો. માફ કરો. મને આજે ઘણું જ મળી ગયું છે. પૂજ્ય પટ્ટણીજી પાસેથી નીચે ઉતરતાં જ મને એક કવિતા સ્ફૂરી. "દીન દયાળુનો વાસ નથી" જે આગળ લખાઇ ગઇ છે.

"એનાં સાગરથી ઉંડા પેટ" એ કવિતા વીસરાઈ ગઈ અને તુરત જ હયામાંથી એક બીજા ભાવનું કાવ્યઝરણ ફુટયું. એ તેઓશ્રીની સ્વરચીત કાવ્ય પરથી.

"જન મન અંદર પેસી શકીને"
દુ:ખમાં ભાગીઓ થાઉં;
બની શકે તો શાંતિ પમાડું,

નહિ તો એને અશ્રુએ ન્હાઉં;
બતાવો ઉપાય કો એવો,
બનું દુઃખે ભાગીઓ તેવો.

---

## નમો સોરઠી માતના રાજનેતા.

### દોહો

ક્રોધ જ્વાળ જડપ્યો નહિ ન કરી લોભે આળ;
ધર સોરઠના પાટવી નમો પાળ નરપાળ.

### છંદ ભુજંગી

પ્રથી દેવ કેતાય ભૂપાળ પાળ્યા,
ધરા નાથનાં દુઃખ કેતાંય ટાળ્યા;
સુતા રાજવી કૈક કીધા સચેતા,
નમો સોરઠી માતના રાજ નેતા. ૧

પતિ સ્નેહપુરીને જેણે રંજાડ્યા,
પ્રભાનાથ તેં કૈક ભૂપો પછાડ્યા;
ખપ્યો કાજ ગોહીલને યુદ્ધ ખેતા,
નમો સોરઠી માતના રાજ નેતા. ૨

ધણી કાજ મહારાજ તેં માંસ ધોસ્યાં,
પતિ બાળુડા કાજ તેં હાડ હોમ્યાં;
દધીચી ન થંભ્યો એવાં દાન દેતાં,
નમો સોરઠી માતના રાજ નેતા. ૩

મહારાજ ભાવા તણી રાજધાની,
બની જે દિને તે વિયોગે બિહાની;
ટકાવી જતી ટોપીએં તંત્ર વેતા,
નમો રાજ તંત્રી રૂષીરાજ નેતા. ૪

ઉપાસ્યો દધી દેવ તેં વીપ્ર દેવા,
ફળી કૃષ્ણ મહારાજને એજ સેવા;
વળ્યો જે દિશેં ત્યાં રહ્યો છો વિજેતા,
નમો રાજ તંત્રી રૂષીરાજ નેતા. ૫

તુંહી શાહના શાહ સાથે ભમંતો,
તુંહી રંક ખેડુત સાથે રમંતો;
કર્યા શ્વેતનેં શામ ને પ્રેમચેતા,
નમો રાજ તંત્રી રૂષીરાજ નેતા. ૬

તુંહી સાર્વ ભોમીનાં તંત્રો ઘડંતો,
તુંહી ભક્તિ ભાવે ઈકાંતે રડંતો;
તુંહી રાજ સેવા ભર્યો દેશ નેતા,
નમો રાજ તંત્રી રૂષીરાજ નેતા. ૭

તુંહી સાથ જેણે મહા વેર કીધાં,
ઘણા વેરીઓનેં અભેદાન દીધાં;
કરે ઘાવ કેતા ફલં તુંહી દેતા,
નમો રાજતંત્રી રૂષીરાજ નેતા. ૮

અમારી દ્રગેં એક તું એક એવો,
પ્રભાનાથ તું તું તુંહી તુજ જેવો;
સહુ મંત્રી માળા તણો મેર કેતા,
નમો રાજ તંત્રી રૂષીરાજ નેતા. ૯

*　　*　　*

હૈયું અને માથું બેઉ નમાવવા ભાવ થયો. તેમેં છંદમાં ગાયો છે.



## ભક્તકવિ દુલા ભાયા કાગ



નિજ જ્ઞાતિમાં એ નિરખી નિરખી મારા જીવનમાં મને સ્વાદ નથી.

॥ श्री गणेशाय नमः ॥



# ગણપતિ સ્તુતિ

દોહા

જય ગણેશ જોગી શતં,
મહકૃત સૌથી મોર;
એક દંત સોહત અતિ,
કરૂં વંદન કર જોર. ૧

સદ્‌ગુણ કર નિર્મળ સતા, ખટ્‌મુખ બંધુ ધાર;
પરથમ જય નિધિપતિ, નમું ચરણ લખ વાર. ૨

સિદ્ધિપતિ પરથમ સમરીએ, દૂર કરી મન દ્વેષ;
રિદ્ધિનાથ ભાવે રટું, જયજય દેવ ગણેશ. ૩

 

# સરસ્વતી સ્તુતિ

જય શારદ માતા જપું, કાપો બુદ્ધિ કરૂર;
ગુણખાની મા જે ગીરા, ધરૂં મસ્તક પદ ધૂર. ૧

વાણિ અમળ આપો વદું, કૃષ્ણ ગુણ કર જોરિ;
તુમ બોલાવો ઈ તવાં, મતિ ન પોં'ચત મોરિ. ૨

બ્રહ્મ તનયા જયજય ભણું, કરવી માત કૃપાય
કષ્ટ હરન દૃષ્ટિ કરો, શૂળ પૂરણ મન થાય. ૩

જીભ માત સું છે જરા, વણ જીભેં વાચાળ;
આપતણી એવી સતા, બ્રમ તનયા કર ભાળ. ૪

સહુ ગ્રંથારંભ શારદા, શારદ હીં સમરાત;
શારદ પદ રજ કાગ હું, જયજય શારદ માત. ૫

 

# ગુરૂ સ્તુતિ

## દોહા

વંદન કરૂં ગુરૂ દેવનું, દરશાવી હરિ દીશ;
જ્ઞાન કહ્યું ગીતાતણું, ચરણ ધરૂં મમ શીશ. ૧

પામર હું મહ પાતકી, જાહી બતાવી જાણ;
પરથમ પાતક પર હરી, નમું ગુરૂવર નારાણ. ૨

તત્વ રૂપ એક જ તણું, સોહીં બતાવ્યું સાર;
સહુ પરથમ તજી ગુરૂચરન, વંદન કરૂં લખવાર. ૩

જેહી કૃપાથી જાણીયું, નિર્ભય પદ નિરવાણ;
તન મન ધન અરપણ કરૂં, પદ ગુરૂ અરપણ પ્રાણ. ૪

રૂપ ગુરૂ અણપાર હે, મુરતી જાણ મહેશ;
ધુરિ ચરણ મમ શિશ ધરૂં, એમ્ ગુરૂ આદેશ. ૫

ભાવ થકી નીગમ ભણો, સમજાતો નહિ સાર;
ગુરૂ વિણ જ્ઞાન મળે નહિ, પણ કોટી પરકાર. ૬

કોટી દિપક પરગટ કરો, મીહિર સમ નહિ થાય;
જ્યાં લગી સુર પ્રગટયો નહિ, ત્યાં લગી તિમિર ન જાય ૭

એમ કર્મ બહુ આદરો, સમજો નિગમ સાર;
ગુરૂ મુખ જ્ઞાન મળ્યું નહિ, આવે નહિ ભવપાર. ૮

કોટી કોશ વે'તા કરો, ધરણી જળ ન ધરાય;
નીર મેઘ વરસ્યું નહિ, ભૂમિ તૃસ નવ થાય. ૯

દાસ હોઇ ફરતા રહો, આશ તાર વધ જાય;
ગુરૂ મુખ જળ પીધું નહિ, ત્યાં લગી આશ ન જાય. ૧૦

જેમ શ્રેષ્ઠ નખતર શશિ, રૂદ્ર શ્રેષ્ઠ શિવરાય;
તેમ મંત્ર અરૂ તત્ત્વમાં, ગુરૂ એહ શ્રેષ્ઠ ગણાય. ૧૧

જેમ શ્રેષ્ઠ સુર સુરપતિ, સરિતા સુરસરી શ્રેષ્ઠ;
તેમ મંત્ર અરૂ તત્ત્વમાં, ગુરૂ આખર દુહિ જેષ્ઠ. ૧૨

તરણ આપ ભવ તારતા, જરણ મીટાવણ જાળ;
ફરણ જીવ ભવ ફંદમાં, મુક્ત કરણ તત્કાળ. ૧૩

પરમાનંદ ગુરૂ રૂપ હે, નિત આનંદ નિરવાણ;
'મુક્તાનંદ' ગુરૂ તત્ત્વમહ, ક્ષમા દયા ધનખાણ. ૧૪

તોય અધિષ્ઠ તરંગ સમ, કરો પ્રણામ સદાય;
ગુરૂવર કે ઉપકાર સન, તો કિંચીત ગણાય. ૧૫

 

# યોગમાયા અંબાજીની સ્તુતિ.

## દોહો.

શાંતિ કરણ જગ ભરણ તું, ઘડણ ઘણા ભવઘાટ;
નમો આદ્ય નારાયણિ, વિશ્વ રૂપ વૈરાટ. ૧

## છંદ ભુજંગી

નમો બ્રહ્મશક્તિ મહા વિશ્વમાયા,
નમો ધારની કોટિ બ્રહ્માંડ કાયા;
નમો વેદ વેદાંત મેં શેષ બરની,
નમો રાજકા રંકપેં છત્ર ધરની. ૧

નમો પૌનરૂપી મહા પ્રાણદાતા,
નમો જગ્ત ભક્ષી પ્રલે જીવ ઘાતા;
નમો દામની તાર તોરા રૂપાળા,
નમો ગાજતી કાલિકા મેઘ માળા. ૨

રમે રાસ તું વ્યોમ બાળા હુલાસી,
પુરે સાથીયા કેક રંગે પ્રકાશી;
લહે તાલ બ્રહ્માંડ એકી અવાજે,
તુંહારાં અનોઠાંહ વાજીંત્ર વાજે. ૩

નિશા શામળી કામળી ઓઢ કાળી,
તુંહી કાળ રાત્રિ નમામી કરાળી;
તુંહી તારલે જ્યોત ઝીંણી ઝબુકે,
ફરે આભકા પંથ ફેરા ન ચૂકે. ૪

પ્રભા ભાનુમેં માત તોરી પ્રકાશે,
લખી ઉગ્રતા ઓઘ અંધાર નાસે;
તુંહી ચંદ્રિકા રૂપ વ્યોમે હસંતી,
ધરી ઓઢણી શ્વેત આભે લસંતી. ૫

દિશા કાલકે ભેદ તોરા ન દિસે,
નમો સેવ્યની બ્રહ્મ રૂદ્રં હરિસેં;
તુંહી આભ ઔકાશ કેતા નિપાવે,
મથે માનવી થાહ તોરા ન પાવે. ૬

તુંહી સાયરાં નીર ગંભીર ગાજે,
ભીડે આંકડા વાંકડા નાટ સાજે;
ધકે હાલતા લોઢ લેતા હિલોળા,
કરંતી જળાં બોળ અંગે કિલોળા. ૭

તુંહી વાદળાં પા'ડ માથે પછાડે,
સરીતા બની લુઘવે ઘોર ત્રાડે;
અષાઢે સુ નિલંબરં અંગ ઓઢી,
તુંહી જાણીયે પાણિયાં સેજ પોઢી. ૮

હિમંતે [1]અનોધા હિમાળા હલાવે,
તુંહી પૌનમાં શીતળં ગીત ગાવે;
વસંતે તુંહી માત હેતેં હુલાસી,
લતા ઝાડમાં ફુલ ફુલેં પ્રકાશી. ૯

[2]ભડી દાનવાં સાથ બુઢી ભૂજાળી,
[3]અંખાડે અરી [4]આમળા દીધ ટાળી;
[5]પવાડે ટલા [6]કેતરી વાર લીધા,
રણે [7]દોખીયાંરે સરેંરેસ દીધા. ૧૦

કહીંવાર કાળી ધરી હાથ કાતાં,
રંગ્યાં રાખસાં લોય બંબોળ રાતાં;
ભવાનિ અશાં ભારથાં કેક કીધાં,
પછાડી ઘણાં દાનવાં [8]રેર પીધાં. ૧૧

તુંહી લોહ ખાંડાં ધરી વીશ હાથે,
મંડી ખેધ વાઘેશ્વરી દૈત માથે;
વડા પા'ડ શા આવતા રાહ આડા,
ધકી [9]વેઢકેં ત્રોડીયાં કાંધ જાડાં. ૧૨

પછાડ્યો જળાં સોવળાં દૈત ઘાતી,
ધરા દીધ રાખી રસાતાળ જાતી;
કહે સેવકાં પાહિ તોહીં સરાહી,
નમો વિશ્વગ્રાહી અગ્રાહી વરાહી. ૧૩

---

૧ અપાર ૨ લડી, ૩ રણક્ષેત્રમાં, ૪ એંકાર ૫ લડાઇમાં, ૬ કેટલી–(કેતરી ચારણી પ્રયોગ) ૭ દુશ્મન, ૮ લોહી, ૯ યુદ્ધમાં.

તુંહીં ટેર પ્રેલાદરી સુણ ધ્રોડી,
તમંકી બણી સિંહણી થંભ ત્રોડી;
હણી દીધ તેં રામરે દૈત દ્રોહી,
નમો નારસીંઘી અસૂરાં વિમોહી. ૧૪

ફતેકાર નેજા તિહારા ફરૂકે,
જપે સૂર માળા તુંહી પાવ ઝૂકે;
તુંહી હેક ચંડી મહા માન ખંડી,
વિખંડી દળાં દાનવાં લોક મંડી. ૧૫

તુંહી શ્વાસ ઉસાસરી હાથ દોરી,
કળા કૌન જાણે તિંહારી અઘોરી;
સુણી સાદનેં અંબિકા ધાય વારેં,
કરો સેવકાં ઝાંઝ માતા કિનારે. ૧૬

તુંહી કારણીં મારણીં મોહ માયા,
તુંહીં તારણીં જે શરેં કીધ દાયા;
તુંહી જગત નિભાવણી વિશ્વ કાયા,
નમો રાજ રાજેશ્વરી યોગમાયા. ૧૭

ભરી પૂર્ણ બ્રહ્માંડમાં પૂર્ણ ભાસે,
અણું બીજમાં તું અનેરી પ્રકાશે;
તુંહી જોગણી ભોગણી જીવ જાયા,
નમો સાત દ્વિપેશ્વરી વજ્ર કાયા. ૧૮

તુઁહી બ્રહ્મવિદ્યા અવિદ્યા પરેષી,
તુઁહી તુલ્ય દૃષ્ટી તુઁહી ઉગ્ર દ્વેષી;
પરા પશ્યતી મધ્યમા વૈખવાંની,
ન જાની ગતી જાય ગંભીર જ્ઞાની. ૧૯

ખનું એક તું કેક બ્રહ્માંડ થાપે,
[1]ખનું એકમેં કેક લોકાં ઉથાપે;
તુઁહી તું તુઁહી તું તુઁહી તુંજ જાની,
મતી હે યથા મોર એતી બખાની. ૨૦

નમો માત કાગેશ્વરી ભદ્રકાળી
કળા સોળ ધારી રૂપાળી કૃપાળી;
દયા દીઠસેં દાસ અંગે નિહારો,
ભરોંસો મુઁહી એક અંબા તિહારો. ૨૧

છપય

સંવત શ્રેષ્ટ ઉગનીસ, સાલ નેવું સુખદાઇ;
શુકલ બીજ બુધવાર, માસ વૈશાક સુહાઈ.
સ્નેહપૂરિ કરિ વાસ, અતી હીયમેં હુલસાયો;
**લક્ષ્મીનાથ**કે ભવન, સુની રહી કેં ગુન ગાયો.

તન વ્યાધિ હરન તારન તરન,
જળ થળ રૂપ જાણુરો બણ્યો;
કાગ લગ્યો તૂટે નહિ,
તાર એક **અંબા** તણો. ૧



---

૧ ક્ષણ

# દીન દયાળુનો વાસ નથી

### સવૈયાની ચાલ—એ રાગ.

### " શ્રીમંતો "

મરવાનું બધા મનથી વીસર્યા
એને ઉર અતિ અહંકાર ભર્યા
મારા ખોફથી લેશ દીલે ન ડર્યા;
સહુ રંકજનોનાં રૂધીર પીતાં; એ શ્રીમંતોને કોઇનો ત્રાસ નથી,
એવા રાવણ રાજાના મ્હેલવીશે મારો દીન દયાળુનો વાસ નથી.

### દેવમંદિર

મૃગ છાલ નહિ એને ગાદી ગમે
એના હૈયામાં વાસ કર્યો હુકમે
એને રોમેંય રોમેંય સ્વાર્થ રમે;
ભોળાં મેલુડાં માનવીને જરીયે, એના સ્થાનકમાં અવકાશ નથી,
એવા પાપ વિલાસીના મંદિરમાં, મારો દીન દયાળુનો વાસ નથી.

### વિદ્વાનો

ભાષા જ્ઞાન તણાં અભિમાન ભર્યાં
મેલાં માનવીનાં અપમાન કર્યાં
મીઠા મોદકથી નિત્ય પેટ ભર્યાં;
ભૂખ્યાં કોણ હશે આજ ભારતમાં, એના હૈયાની હાય કદી ન કથી,
એ પુરાણીના શબ્દોની જાળ મહીં, મારો દીન દયાળુનો વાસ નથી.

## તીર્થ

ત્યાં તો રાંધેલ ધાન વેચાઈ રહ્યાં
ત્યાં તો શાસ્ત્ર પુરાણોનાં હાટ થયાં
મારા નામથી ઢોંગ પુજાઈ રહ્યા;
પર પીડ સુણી જેનાં દીલ રડ્યાં, એવો કોઇ જીયાં મારો દાસ નથી;
એવા ફોગટ તીરથના જળમાં, મારો દીનદયાળુનો વાસ નથી.

## ખોટા દલીલ ખોર.

જીવને નથી પુણ્ય કે પાપ જરે
મને હોય દીઠો નજરો નજરે
એવી બાંય ચડાવીને વાતો કરે;
ભરમાશોનહિ ભોળાંમાનવીઓ,એની લુખીદલીલોમાં સાચનથી;
કાળા પત્થર શા એના કાળજમાં, મારો દીન દયાળુનો વાસ નથી.

## મારો વાસ

એને શ્રીમંતનાં અભિમાન નથી
એનાં કોઈ હરામમાં ધ્યાન નથી
એને માન અને અપમાન નથી;
એને કોઇની આશ નહિ ઉરમાં, મન મોજ નથી કરવી ઘડીએ;
મને ગોતણહારા તીયાં મળજો, મારા રંક જનોનીય ઝુંપડીએ
એવા દીન સુદામાની ઝુંપડીએ.

 

# દૃષ્ટિનો દોષ

સંધ્યા આદિ કુદરતના સૌંદર્યનું નિરીક્ષણ કરવા કહેનાર એક સાક્ષરને આપેલો પૂજ્ય મહાત્માજીનો જવાબ.

## નદી

નિરખી તટની ઘેલી ડુંગરની
કેનાં વજ્ર હૈયાં એને કેમ ઘડી
જાણી રૂઢીની ભેખડયું આભ અડી;
મારી પાગલની નજરૂં બદલી, મારૂં ચિત્ત મઝા એમાં કેમ લહે?
સરિતા જળમાં સારી ભારતની, વિધવા સુકુમારીનાં આંસુ વહે. ૧

## ચંદ્રમા

સહુ કે' એને અમૃતનો ભરીયો
ઉછળે એને જોઇ મહા દરીયો
ખુશી થાય એને જોઈ ભારતીઓ;
કુડી ચાંદનીમાં ન સુધા વરસે, રૂડી રાત નથી દીસતી નજરે;
વિધુમાં યમરાજને દ્વાર જતાં, જાણે મીલ મજુરોની હાય ઝરે. ૨

## તારાઓ

પડ્યા દૃષ્ટિમાં દોષ ન કાઢી શકું
ઉંચા આભમાં તારલીઆ નીરખું
મારા હૈયામાં કેમ કરી હરખું;
વિણ દોષ ઉગ્યા વિણ મુંછડીયું, જેને ફાંસીની દોરડીયું પડીયું;
તબકે જાણી માવડીના તનની, ભરી રોષ નિરાશાની આંખડીયું. ૩

## ઠાકર મંદિર

ધરે થાળ પુજારી ત્યાં બેઉ સમે
વાલો એકલો એકલો કેમ જમે
એવું દીન દયાળુને કેમ ગમે;
મારા ઠાકરની જૂઓ પાછળથી, ભૂખ્યા પ્રેતસમા કોઇ હાથ ધરે;
જેનાં ભૂખથી પેટ પતાળ પૂગ્યાં, મને મંદિરમાં નજરે ઇ તરે. ૪

## યજ્ઞ

એવાં ભાંડુ હજારો જો ગામડીયાં
જન્મ્યા પછી રોગનાં ભોગ થયાં
એને આંગણે કોઈ ન વૈદ ગયા.
કોઈએ દર્દનાં દુખ પુછ્યાંય નથી, વિણકાળ જેઓ મૃત્યુને વળગે;
મને યજ્ઞમાં તો નજરે ચડતી, એવા દીન જનોની ચીતા સળગે. ૫

## સંધ્યા

એને જોઈ ઘણી નીરખી નીરખી
હીયમાંય ઘણું હરખી હરખી
એનાં પાપ હવે હું ગયો પરખી;
મુખે ભાંભરડા કરતી કરતી, કામધેનુને રોજ કસાઈ પીસે;
ઉંડીહાય ભર્યા લાખો ગાય તણા; રાતા રક્તના સંધ્યામાં
રંગ દીસે. ૬

 

# જનેતાના દૂધમાં ભાગ.

જૂનાગઢના રાજા ડીયાસને મારી; ગુજરાતના સોળંકી રાજાની આણદાણ જુનાણાના તખત પર ફરે છે. જીતના મદથી મદોન્મત થયેલ સોળંકીઓ રાજમહેલ કબજે કરવા જાય છે. રજપૂતાણીઓ ચીતા તૈયાર કરી બળી મરવા તૈયાર થાય છે. પરમાર રાણીને પેટે અવતરેલ ગંગાજળીયા 'રા'ના વંશનો એક જ નાનો દીવો રા નવઘણ વરસ દીવસનો બાળક છે. પરમાર રાણીયે મામા મોસાળ ભાયાત વગેરે રજપૂતોમાં નજર નાખી પાછી હૈયામાં સમાવી દીધી. પોતાના બાળકને કાળઝાળ સોળંકીની તલવારમાંથી તેઓ બચાવશે, એમ માને પોતાના આત્માએ સાક્ષી પૂરી નહિ.

એની નજર ઠરી એક ઘરધણીને ઝુંપડે. ગીરના અડીખંભ પહાડ અને મહાસાગરની વચ્ચે કાયમ લીલી ઓઢણી ઓઢેલ લીલુડી નાઘેર ધરતીના હૈયાપર દુધ ઘીની છોળ્યોથી હસતાં પોતાનાં નાનકડાં બાળસમા પથરાયેલ ગામડા માંહેથી આડીદર બોડીદર નામના ગામમાં દેવાત બોદલ આયરને નેસડે. અહા રાજરાણીયે એ આયરનું હૈયું ક્યારે વાંચ્યું હશે ?

રૂના પોલમાં બાળકને સુવાડી છેલી વખતની બે બચીઓ લઇ દાસીને સોંપીને આડીદર ગામે મોકલી.

પતી વીહોણી અને બાળ વીજોગણુ પરમાર રાણી સતી થાય છે.

દેવાત પોતાની ઘરવાળી આયરાણીને બાળક સોંપે છે, તે વખતે જાહલ નામની તેની દીકરી માને સ્તને ધાવી રહી છે.

રાજાનું બાળક છે માટે નહિ, પણ મા વીખૂટું બાળ ભાળી પોતાની દીકરીને છેટી ફગાવી; આયરાણી રા નવઘણને ધવરાવે છે. નવઘણની ગોતણ સોલંકી કરે છે. દેવાતને બોલાવી નવઘણ છે એમ પૂછતાં દેવાત હા પાડે છે. પોતાના એકના એક દીકરા વાહણને શણગારી આયરાણી જૂનાગઢ મોકલે છે. સોલંકીની કરપીણ તરવારનો તે ભોગ થાય છે. આશરાધર્મ પાળવા દેવાત અને આયરાણી બેઉ હસતે મોઢે તે સહન કરે છે.

વાતને બાવીશ બાવીશ વરસ વીતી જાય છે. હવે તો દેવાતને એક જ દીકરી જાહલ રહી છે, તેના લગ્ન આરંભે છે.

દેવાતનો હાથ પકડી આયરાણી કહે છે: આયર! મારે તો હજુ વાહણનો શોગ છે! માબાપ વિનાનો નવઘણ હજી આપણે આંગણે આંટા મારે છે. મારી દીકરીનો જવતલીયો કોણ ?

જવતલીયો તો જુનાણાનો ધણી રા નવઘણ અને રા નવઘણ પોતાના બાપની ગાદીએ બેસે પછી જાહલના

લગ્નમાં આવે ત્યારે મારી દીકરીના વીવા રૂડા લાગે.

સોરઠ ધરતીનાં આકરાં ધાવણ ધાવેલા, ઘોઘા અને દ્વારકા વચ્ચેના, દસબાર હજાર આયર ભેળા થયા દેવાત બોદલને આંગણે.

પોતાના ધણી રા નવઘણને હથિયાર બંધાવી બુઢો દેવાત બાર હજાર આયરોને લઈ જૂનાગઢ પર ચડ્યો દિવસ રાત ઘોર લડાઈ ચાલી. હજારો આશા ભર્યા જુવાન આયરોના લોહીની નદીયો વહી. નવઘણનાં જીતનાં નગારાં વાગ્યાં. બાવડે પકડી બુઢે આયરે નવઘણને ગાદીએ બેસારી પોતાનો ધર્મ પૂરો કર્યો.

જાહલ ફેરા ફરે છે. નવઘણ જવતલ હોમે છે. હાથ ઘરણાનો સમય થયો. બેનને શું આપું ?

બેન બોલ, ગામ, પરગણું કે'તો જૂનાગઢની ગાદી. અને કે'તો માથું જે માગ તે હું તારા કાપડામાં આપું. દેવાતની દીકરી ગામ ગરાસની ભૂખી ન હતી. જરૂર પડશે ત્યારે કાપડું માગીશ.

વર્ષો વીતી ગયાં. ભાઈનો તો પહેલો જ બત્રીસો ચડાવી દીધો હતો. આભને ઓઠીગણ આપે એવો બાપ લાંબે ગામતરે ગયો છે. પોતાના મામાના દીકરા સાથે જાહલનાં લગ્ન થયાં છે. માલધારી માણસ છે. દેવાત બોદલના વંશની નીશાનીમાં જાહલ એક જ છે. ભયંકર દુકાળ સોરઠ ધરામાં પડ્યો. મા બાળકને ભરખે અને

ગાયુ મકોડા ભરખે એવો વખત આવ્યો. પોતાનાં ઢોર લઇ સીંધમાં ગયાં. સીંધનો હમીર સુમરો સોરઠીયાણી જાહલનાં રુડાં રૂપ પર મોહીત થયો. જાહલે ત્રણ માસ પછી તે સરત કબુલ કરી.

પોતાના ધણી આંસતીયાને કાગળ લખી જીભના માનેલ ભાઈ નવઘણ પાસે કાપડાની છેલી માગણી કરવા મોકલ્યો. છેવટ એમ પણ લખ્યું કે જે દિવસોની અવધી કરી છે તે પછી એક જ દિવસ પણ જો મોડો આવીશ તો તો ઝુંપડામાં મારી લાશ પડી હશે. માટે કાપડું લાવીશ નહિ પણ સ્મશાનની સેજની ચુંદડી લાવજે.

 

## "જનેતાના દૂધમાં ભાગ"

### રાગ ઉપરનો

જાડાં આહીરડાં નાંચ જૂથ કરી
ગુજરેશ્વર સામવી બાથ ભરી
લીલાં માથડલાં કુરબાન કરી;

જેને જોરે કરી ગરવા ગઢમાં, તારી જીતની નોબત ઘોર રડી;
કરવી એની વાર ડીયાસ તણુ, એવા બાપ વિનાનીને ભીડ પડી. ૧

નવ સોરઠનાં શીરછત્ર ફરે
લાખો આજ તને ખમકાર કરે
વીરા વેરણુ રાત નેં યાદ કરે;

તારે કાજ મનેં તરછોડી હતી, તેદી થાંન જનેતાને નોતી ઠરી;
જેનાં આડાંથી દુધડિયા ઝડપ્યાં, એની લાજમાં આજ જો લૂંટ પડી. ૨

નો'તો કોઈ એણું જગ કોડ કર્યો
નોતો એંનને માંડવે હોમ કર્યો
એવો વીરો અમારો જો આશાભર્યો;

કેનેં કાજ વીરા મારા માજણ્યાને, કુંણે કાંધ સોળંકીની તેગ પડી;
એની બેનડી એકલડી સંધમાં, મારી લાજમાં આજ જો લૂંટ પડી. ૩

કેનાં માત પિતા તરછોડી ગયાં
કેને આભ જમીના માંકારા થયા
એને કોણ ગ્રહે ? કેનાં વજ્ર હૈયા;

જેની તેગ સામાં ગુજરેશ્વરનાં, દળ ઘોર હતાં એનાં મૂલ ગયાં;
એની જાહલના સીંધભોમ ભણી, કુડા રૂપનાં આજ જો મૂલ થયાં. ૪

તે દી ગામ ગરાસ મેં નો'તો લીધો
તારો ભીડ પડ્યાનો મેં કોલ લીધો
મારા માંડવ હેઠળ બોલ દીધો;

હું દેવાત તણી વીરા જાહલને, માથે દુઃખ તણા દરિયા ફરીયા;
સુણજે નવ સોરઠના નૃપતિ, મારી જીભના માનેલ મામેરીયા. ૫

મારા બાપ તણા ગણ પાડ ગયા
મારા માજણ્યાનાં ભલે શીશ ગયાં
મારા એ બદલા તો પતાળ ગયા;

તારા દેશડિયાની તો લાજ જશે, વીરા એટલી વાતને કાંન ધર્યે;
હું તું સોરઠ ભોમ તણાં જનમ્યાં, મારી સોરઠીયાણીની વાર કર્યે. ૬

મારી આડી મલેચ્છોની ફોજ ફરી
મને સીંધમાં સુમરે કેદ કરી
ત્રણ માસની મેં અવધી જો કરી;

હું નબાપી અરેરે નભાઇ વીરા, મને જાણી નોંધારીને એકલડી;
એથી સીંધ તણા નૃપતિને ગમી, મારી સોરઠીયાણીની સેજલડી.

વિધિ લેખે નો'તું જરી તાર ભર્યું
એમાં કોમળ રેશમ એ ન ધર્યું
વીરા કાપડું મારૂં રૂધીર ભર્યું;

આવધી જો વિત્યા પછી આવીશ તો, ખોટી કાપડ કોરની વાતડલી;
મારી લાશપરે તું ઓઢાડી દેજ્યે, એ સ્મશાનની સેજની ચુંદડલી.૮

 

# ક્યોં છોડ દીયા ?

## રાગ–ભૈરવી ગઝલ.

માતૃ ભૂમિ ભય હરન અંબીકા, શૂલ ભવાનિ ક્યોં છોડ દીયા;
અભયદાન પ્રદ વામ હસ્તમેં, ક્યોં જનનિ કિરપાણ લીયા.ટેક

સોહતી સ્વર્ગકી સમર ભૂમિમેં, પરદા ક્યોં કર પહન લીયા;
ભય હરતી ભયભીત બની ક્યોં, અભય મંત્ર ક્યોં છોડદીયા. ૧

નિયમ ભંગ વૃત નસ નસ ભાસત, ભિષ્મ નિયમ ક્યોં છોડ દીયા;
ક્ષુદ્ર હ્રદય ક્યોં હો ગઇ સબલા, સાગર વૃત ક્યોં છોડ દીયા. ૨

ત્રીભુવન પોષતી સંપતિ પયસે, દુગ્ધ માત ક્યોં સૂખ ગયા;
કલબલ બાનીમેં કલન પરતહે, ગીરવાન ક્યોં છોડ દીયા. ૩

આલસમેં રસબસ દિન રજનિ, ભગીરથ વૃત ક્યોં છોડ દીયા;
અંનત પંથસે હુઈ ઉદાસી, તત્વમસી ક્યોં છોડ દીયા. ૪

મહિશાસુર મરદીની મહમાયા, કાયરતા ક્યોં ધાર લીયા;
પેટ ભરી ક્યોં હો ગઇ ભારતી, રંતિ–દેવ વૃત છોડ દીયા. ૫

 

# ધૂર પરી.

( રાગ–ભૈરવી ગઝલ )

હર્ષ ભયો જીનકોં નિજ બલકોં, બંધુ જનસેં વૈર કરી;
ત્રાસ દીયો નાહક નિર્બલ કોં, વો ભુજબલમેં ધૂર પરી. ૧

સાર અસાર શ્રવન સુનીસુની કે, સમજ્યો સાર વિચાર કરી;
દંભ કીયો નિજ દોષ તજ્યોના, વો સમજનમેં ધૂર પરી. ૨

દેખા પ્રસન્ન હૃદય દુ:ખીયનકોં, નારી પરકી નયન ભરી;
સંત પુરૂષ સેં ઔગુન દેખા, વો અખિયનમેં ધૂર પરી. ૩

જવાલ લગી ગૃહમેં નિજ બાલક, ટેરત આરત નાદ કરી;
બેઠ રહ્યો ધિરજ ઉર ધરી કે, વો ધિરજમેં ધૂર પરી. ૪

ઉંચ નીચ કો મીટી ન વિષમતા, મનકી મમતા નાહિ મરી;
સ્વાર્થકી જવાલ અંતરમેં ઝગતી, વો ભક્તિમેં ધૂર પરી. ૫

 

## ભયો ન ભયો.

### ( રાગ–ભૈરવી ગઝલ )

દર્દ મીટયો ન જહાં દુઃખીયનકો, કબહુન ન્યાય મંદિર ગયો;
પ્રેમ પ્રજાકો પાત્ર ભયોના, વો નરપાલ ભયો ન ભયો. ૧

કામ ટર્યોના ક્રોધ ટર્યોના, જ્ઞાન ભયો ના લોભ ગયો;
ભેદ રહ્યો જીનકે ઘટ ભીંતર, વો નર સાધુ ભયો ન ભયો. ૨

દિન દયાલુકો દોસ્ત ભયોના, મોહન ગુનમેં ન મસ્ત ભયો;
પેટ ભર્યો ખુશામત કરકર, વો કવિરાજ ભયો ન ભયો. ૩

ધનવાનોં સે મીલ્યો ધાયકે, દિનનકોં નહિ દાદ દીયો;
દેત ધિકાર પ્રજાજન જીનકોં, વો અધિકારી ભયો ન ભયો. ૪

રંકનપેં દિલ રે'મ ભઇના, વો ધનવાન ભયો ન ભયો;
દેશકી દાઝ જગીના દિલમેં, વો ઈનસાન ભયો ન ભયો ૫

 

## બાવળનો સ્વભાવ.

(રાગ–ભૈરવી ગઝલ.)

મોહિં અંશુન વૃક્ષ બબુરન[1] કોહે, મૈંય ઉપચાર અનેક કીયો;
કૌન સ્વભાવ પર્યો ઉન બીજમેં, કંટકકો બીધી નાહિ ગયો. ૧

કોમલ કંટક સહિત અવનિમેં, ઇકદિન ઉનકો ઉદય ભયો;
કંટક રહિત કરન ઉન તરૂપર, મો મનમેં અતિ ભાવ ભયો. ૨

કોમલ શૂલ કરનસેં કાટિકે, દિન દિન દુગ્ધકો પાન દીયો;
શૈશવતાકુ છોડી ચપટમેં, જોબનવંત વિશાલ ભયો. ૩

પેંડ[2] ભયો અતિ પુષ્ટતાહી વિધી, કંટક ઘોર કરાલ ભયો;
કાટી શૂલ ત્યોં ઓર બઢી બહુ, પયકો રૂપ પલટાઇ ગયો. ૪

થી ઇચ્છા સુકુમાર કરનકી, જાતિ સ્વભાવ સો નાહિ ગયો;
જોકર ઉનકો [3]રછન કીયો મેં, વોકર કંટક પેઠ ગયો. ૫



૧ બાવળ.  ૨ થડ.  ૩ રક્ષણ.

## "જય ભાનુ હરી"

ચોર ગઈ સાગરકી સંપત્તિ, બાદરીયાં મન મોદ ભરી;
હુહુ કર જોરી દિવા કરસેં, વો સાગરને ફરિયાદ કરી.

ભવ વંદિત ગગનકે ભૂપતિ, તિમિર હરત ત્રય–ભુવન ફરી;
રાવરે રાજ ભયો અંધિયારો, તસકરકોં નહિ ત્રાસ જરી. ૧

ઉષ્ણ ભયો સુનિકે અંબરેશ્વર, સારૂત કોં દી રજાય ધરી;
જેષ્ઠ[1] ચલ્યો બલ પ્રબલ પ્રભંજન, બાદલકોં લ્યાયો પકરી. ૨

કિંકરી પક્ષ કરન સજી સેના, ધાયો ઈંદ્ર ધનૂષ ધરી;
હુહુ દલકી સમશેર ચલી જો, કારી ઘટાસેં આગ ઝરી. ૩

ધરની ધડક પડ કડક ગગનકે, શક્ર મિહિર કી હાક પરી;
દેખી[2] દધિ ઉછળ્યો હદ છાંડી, ઘોર ભયંકર નાદ કરી. ૪

દાવાનલ સમ દિનકર કોપે, પ્રલયકાલ સમ કિરન પરી;
સાગર[3] કો જલ લે ચલી નદીયાં, જગ હરખ્યો જયભાનુ હરી. ૫

 

---

૧. જેઠ માસમાં બહુ જ પવન વહે છે. અને વાદળીઓને પકડી લાવે છે એ સૂચન છે.
૨. પોતાના માટે સૂર્ય અને ઇંદ્ર લોક છે એ જોઈ સમુદ્ર આકાશ તરફ ઉછળે છે. (ચોમાસામાં દરિયો બહુ જ ઉછળે)
૩. દરિયાનું પાણી વાદળીયો પાસેથી પડાવી અને નદી વાટે પાછું સોંપ્યું.

# "તિંહારી તરી"

સંસાર સાગરમાં પ્રાતઃ સ્મરણીય પુરૂષોની ચારિત્ર રૂપી નાવડી ચાલતાં કલંક રૂપી ગાબડાં પડી ગયાં.

એક બહુજ ધીરજવાળી નાવડી એજ દરિયામાં ચાલી આવે છે. કોઈ સ્વાર્થ રૂપી કલંકનું ગાબડું તેને પડયું નથી.

*　　*　　*

જો સાગર નાવ તરી ન કીનકી ઈક, આવત નાવ તિંહારી તરી;
ધીરજવંત ચલત ધરકતના ભાર ઉદાર અપાર ભરી.
સૂર્ય ચંદ્રકો તાત કહાવત, સૃષ્ટિ બિબિધ બિધિ પ્રગટ કરી;
સર્પ સત્રકો નિમિત ભયો વો, કશ્યપ કથની કલૅંક ભરી.
જો સાગર. ૧

બિલપતિ દ્રૌપદી દુષ્ટ સભાબિચ, દેખ રહ્યો વૃદ્ધ ધર્મ ધરી;
પુરુષ અર્થકો દાસ બતાયો, ભીષ્મ ભયંકર ભૂલ કરી.
જો સાગર. ૨

સુયોધનકો સુજન સમુજિકે, કારણ બિનુ મુનિ ક્રોધ કરી;
ભોજન મિલત ન ક્રોધ [1]મુનિનકો, દેત પંડુનકોં શ્રાપ ધરી.
જો સાગર. ૩

મંથન મેં ઇતિહાસ કરોં તો, હૈ ઈક કોઉ હનુમાન [2]હરી;
પરહિતકી તરની તેરી મોહન, સ્વાર્થ તરંગ ગયે સુ ડરી.
જો સાગર. ૪

 

૧ દુર્વાસામુનિ.　　૨ વાંદર.

# " યાદ ભરી "

## ભૈરવી ગઝલ

દેખોં મેં દિનકરકી કિરનોં, ઉનમેં તેરી યાદ ભરી;
યાદ કરોં ન કરોં મન મોહન, ઘટઘટ તોરી યાદ ભરી-ટેક

ઝાડોં કે પત્તે પત્તે મેં, હાકિમ તોરી [1]હદીશ ભરી;
[2]શેરોંકે ઝુલ્ફોમેં સાહબ, ઉનમેં તોરી યાદ ભરી. ૧

રત્ના કરકી લહરલહરમેં, સાંપનકે ઝહરનમેં ભરી;
[3]મશાકનકે ચંત્રોમેં માલિક, ઉનમેં તોરી યાદ ભરી. ૨

ગ્રીષમકી અતિ ઉષ્ણજવાલમેં, મેઘમાલમેં યાદ ભરી;
કારી ઘટામેં દામિનિ દમકે, ઉનમેં તોરી યાદ ભરી. ૩

નદીયોં કા જલમેં, ઝરને મેં, ગિરિ ગૌહર મેં યાદ ભરી;
[4]કુરંગશિશુ પયપાન કરતહે, ઉનમેં તોરી યાદ ભરી. ૪

ધાન્ય પૂર્ણ ક્ષેત્રોમેં ધરમેં, કારે " કાગમેં " યાદ ભરી;
પૃથ્વી કે ભીતર પાનીમેં, ઉનમેં તોરી યાદ ભરી. ૫

 

---

૧ કથા ૨ સાવજ ૩ મછર ૪ હરણ

# જીત ગયે કિ હાર ગયે.

( રાગ. ભૈરવી ગઝલ. )

કોઉ જીત ગયે કોઉ હાર ગયે, જો જીત ગયે ફીર હાર ગયે;
કછુ કલ ન પરે કયા કારન હે, જય વિજય કા સંસાર ભયે.

સંપતિ ભવન સહિત તન અબલા, [૧] દ્યુતમેં પાંડવ હાર ગયે;
ભારત મેં કૌરવ સબ છેવટ, જીત ગયે કિ હાર ગયે. ૧

ખાંડવ દહન ગહન બલ પારથ, ભિષ્મ દ્રોન કોં જીત લીયે;
અંત સમય કાળે સેં અરજુન, જીત ગયે કિ હાર ગયે. ૨

ભિરી ભુજ બલ ચૌહાન શાહકોં, મુહ્‌સેં મીન મગાય દીયે;
શાહબુદ્દિન સેં છેવટ પેથલ, જીત ગયે કિ હાર ગયે. ૩

મોગલકી સમશેર સેં છત્રી, સારી હિંદ કિ કંપ ગયે;
અંગ્રેજો સેં વોહી ઇક દિન, જીત ગયે કિ હાર ગયે. ૪

શાહ કે શાહ નૃપન કે નૃપતિ, ભારત ભૂપ નમાય દીયે;
પરમેશ્વર વો સત્યાગ્રહસેં, જીત ગયે કિ હાર ગયે. ૫

 

---

૧ જુગારમાં.

## " હાય ભરી "

એના હાથમાં પાવમાં હાય ભરી
ઉંડા પેટને કાળજ માંય ભરી
એના આંતરડાંમાં અથાગ ભરી.

એના કાંન મહીં કચરીને ભરી એના ખ્યાલમાં વા'લમાં હાય ભરી;
એને ધીરે ધીરે ડગલે ડગલે એમાં રંક ગરિબોની હાય ભરી.

એની મોટરના પઇડામાં ભરી
એની ગાડી ને ઘોડામાં હાય ભરી
એના કોમળ જોડામાં હાય ભરી.

ઘૃત ગોરસને મીઠાં દુધડિયાં એને ઘુંટડે ઘુંટડે હાય ભરી,
એના મિઠુડા લાડુને કોળીયે કોળીયે રંક ગરિબોની હાય ભરી.

એના પાઠમાં ઠાઠમાં ખુબ ભરી
એના સોનાના દેવમાં હાય ભરી
એના ધૂપ ધુવાડામાં હાય ભરી.

એના જ્ઞાનમાં ધ્યાનમાં એજ ભરી, એના શુશ્ક સિધાંતોમાં
હાય ભરી,
કુડી માળા તણે મણકે મણકે એમાં રંક ગરિબોની હાય ભરી.

३०.......................................... " હાય ભરી "

એના ભાષણમાં વિણુ પાર ભરી
એના કુણા પલંગોમાં હાય ભરી
એના ગુપ્ત વિચારોમાં હાય ભરી.

આઘે આભેં અડી એની ઉંચી હવેલીને કાંગરે કાંગરે હાય ભરી,
એના પાયામાં ઠેઠ પતાળ સુધી એમાં રંક ગરિબોની હાય ભરી.

 

## " કેનાં નમન "

### દોહો

દુખીયો દીનની દાઝથી, ભક્તી ભર્યો ભરપૂર;
શરીર સુદામો શોભતો, નમો હીંદનાં નૂર. ૧

### છંદ ભૂજંગી

સુદામાપુરી ખંડ સૌરાષ્ટ્ર સારાં
જહાં જન્મિયો માત મુકતી કિનારા
સદા ચારણી યોગ માયા સમેતા
નમો હીંદના પાટવી સંત નેતા. ૧

તુંહી માતના ઘોર દુઃખે ઘવાયો
મહા યુદ્ધની તું હરોલેં મંડાયો
સુતા મોહ નિદ્રા કિયા તેં સચેતા
નમો હીંદના પાટવી સંત નેતા. ૩

તુંહી યુદ્ધમાં નાંહિ તોપાં ધડાકા
કટે હાડ નાંહી ન તેગા કડાકા
નહી માંસ વેરી તણાં ગીદ્ધ લેતાં
નમો હીંદના પાટવી સંત નેતા. ૩

સુધન્વા સમો તું કડામાં તળાણો
જરા મુખ બાપુ ન થયો જંખ વાણો
[1] પિસે લાઠ બે ઉષ્ણ શ્વાસો ન લેતા
નમો હીંદના પાટવી સંત નેતા. ૪

તુઁહી મ્હેલ [2] દુશાશળે ના અંજાણો
તુઁહી રાત વિદુર પાસે રૂકાણો
સહ્યાં કૌરવી વેણ શાંતી સમેતા
નમો હીંદના પાટવી સંત નેતા. ૫

ભૂખ્યાં બાળ કે' માં મને ભાત દેને
તપે જવાળ માતા કહે વેણ તેને
વઢે આપણે કાજ બુઢો વિજેતા
નમો હીંદના પાટવી સંત નેતા. ૬

મહા શકતીનો ધોધ તું, બંધ જાડા
તને રોકવા [3] દ્રોખિયે બાંધ્ય આડા
ચિરી ત્યાંય પાષાણ [4] સરવાણ વ્હેતા
નમો હીંદના પાટવી સંત નેતા. ૭

---

૧ બે લાઠ એટલે ચીચુડાને બે લાઠ હોય છે અને સામ સામી ફરી શેરડીને પીલી નાખે છે એમ તને પણ એક તરફ લોકો અને બીજી તરફ સત્તા બેઉ પીલે.

૨ કૃષ્ણ જેમ દુશાશનના મહેલમાં ઉતારાની ના કહી વીદુર પાસે રોકાણા હતા, તેમ મહાત્માજી પણ વિલાયત ગયા ત્યારે એક ગરીબ લતામાં ઉતર્યા હતા. ૩ દુશ્મનને ૪ જરણાં

તુંહી દુબળો બાપ પાતાળ રોસો
રહ્યો દુખિયાંને તું હારો ભરોસો
વિસામો દલીતો તણો તત્ર વેતા
નમો હીંદના પાટવી સંત નેતા. ૮

તુંહી નાળ જંજાળના આંસુ સાંપે
તુંહી રંકના રોટલા કાજ બાપે
તને નીંદ નાવે રૂવે છે જનેતા
નમો હીંદના પાટવી સંત નેતા. ૯

તુંહી મૌલવી દીનની [1]બાંગ દીધી
લગી અર્શ અલ્લા નવે ખંડ વીંધી
ડગ્યાં દૈત્ય સિંહાસનો ત્રાસ દેતાં
નમો હીંદના પાટવી સંત નેતા. ૧૦



---

૧. તેં સ્વતંત્રતાની એવી બાંગ પાડી કે ઈશ્વરના સિંહાસન પાસે પણ પહોંચી ગઇ.

## " રૂદિઓ એક જ રૂવે. "

### દોહો

સૃષ્ટિ હસી ઇશ્વર સજે, અખિલ અનાદિ અનંત;
હિય નવરંગ માયા હસે, કાલ હસે કરીઅંત.

### છંદ લીલાવતી

હસતી આ અખિલ સૃષ્ટિમાં હરદમ,
રૂદિઓ એક જ રૂદન કરે. જીય....રૂદિયો એક જ રૂદન કરે.

હસતું વન ગગન મગન હુઇ મનમન,
ઉડગન કર કર ભ્રમન હસે.
હિય પ્રગટ અનળ હડહડ હસતો,
નભસંડળ ધવળ હસિ ચંદ્ર લસે.
હસતો જલનિધિ કુમુદિની હસતી,
ચાંદની હસી પટ ધવલ ધરે. હસતી–૧

હસતાં ખળખળ સરિતાજળ નિર્મળ,
વનવન સુમન કળી હસતી.
હસતી વસંત સહુ વૃક્ષ ઘટા,
હસીં પુષ્પ સુગંધ પવને ધસતી.
ભયે પ્રગટ ભાનુ હસતો મુખ ઝળહળ,
રજનીં હસી પટ પીત ધરે. હસતી–૨

ધરીં શ્યામ વસ્ત્ર વરષામહીં જળદળ,
અટ્ટહાસ્ય કરીં અઁબર ગજે.
હિય નવરંગ ભરીં મઘવાધનું હસતું,
ધરણિ નિલંબર હસતીં સજે.
તડિતા હસતી વિધુવદન સ્વતંતર,
કરતીં નૃત્ય ઘન શિખર પરે. હસતી–૩

સુનિસુનિ બિન સ્વર મૃગહસતલસતબન,
પુંગીં ભનક સુની પનગ હસે.
મદઝર ઉર હસત ધસત સુમસતમન,
હસત પતઁગ અંગ દીપ દશે.
યહરીત ભરતખઁડ પુત્ર હસે,
હસતી જલરાણી સ્વતંત્ર સંવરે. હસતી–૪

સળગ્યો ભવ [1]લઘુવય વેશ અમંગળ,
હકવિણ તાત ભવન હતડે,
ભય ગ્રસિત રોગ કૃષિકર અધભૂખ્યા,
વસત રાતદિન વનવગડે.
બલવઁત કરિપાન હરખિ મન મદભર,
રમત કરત ઉનકે રૂધિરે. હસતી–૫

---

૧ બાળવિધવા

કરપિણ હે હિંદુ નાશ કિનારે,
ખડગ ધરો કાં દલિત પરે.
આતમવત સરવ ભૂત પ્રતિ અર્જુન,
કૃષ્ણ જુવો પોકાર કરે.
સુણી રામકથા સુણવા ડરતાં મન,
ઓમ્ રામ મરતાં ઉચરે. હસતી-૬

છપ્પય.

રંકભ્રાત કરિપ્રેમ, ધર્મ સુણવા મન ધારે.
કહિકહિ શબ્દ કઠોર, હિંદુ તેને હડકારે.
બ્રહ્મ વૈશ્ય ક્ષત્રીય, ભળેલા એક જ ભાણે.
હદ પુરૂષોત્તમ રામ, જમ્યા ઘર શૂદ્ર વખાણે.
ગંભીર જલધિ સમ જે હતો.
હિંદુ ધર્મ હાથે હણ્યો.
સત રક્ત ટપક આંસૂ રૂવે.
તે રૂદિયો મોહન તણો. ૨

 

# માગ મોહનની માફી.

તતકાળ હવે એનાં પાપ તજી, તૂંયે માગ ક્ષમા મનમોહનની;
જીય માગ ક્ષમા મનમોહનની.

## "ધર્મગુરૂઓ"

ઉતર્યો દધિ પાર પુરાણુ તણો,
તેમ વેશ કર્યો ભગવો તનનો,
ઉતર્યો નહિ માતની હાકલમાં,
તૂં તો ભાર ઠર્યો ભૂમિ ભારતનો;
ઉપદેશ કર્યો બહુ દેશ ફર્યો,
થિર નાંહી ઠર્યો તૃષણા ધનની. તતકાળ. ૧

## "ચારણુ આદિ કવિઓ"

અટક્યો નહિ ચારણુ અંત લગી,
ભટકયો તુંહી ભીખતણુા રણુમાં,
નથી સ્વાદ પરાધીન થાળ મહીં,
જેહી સ્વાદ છે મે'નતના કણુમાં;
જનની તણી પીડ રટ્યો ન કવિ,
રટિયો [1]કીત રાક્ષસ રાજનની. તતકાળ. ૨

---

૧ કીરતી.

"રાજાઓ"

સુણીયાં ગીત સાગર પાર જઈ,
સુણીયાં નહિ દીન તણાં દુઃખડાં,
નૃપ, નાચ અનેક દીઠા–ન દીઠા,
અન્નના કદી ઝૂંપડીના ઝગડા;
ખૂબ પાર શિકાર પૂછ્યા–ન પૂછી,
કથની દુઃખીયારી પ્રજાજનની. તતકાળ. ૩

"શિક્ષકો"

ઇતિહાસ કહ્યા બહુ ફ્રાંસતણા,
ન કહ્યા ઇતિહાસ ભગીરથના,
પરદેશીની ટેક ઘણી શિખવી,
ન કહ્યા કોઈ નિશ્ચય ભીષમના;
નદી રાવલમાં રહી રાત સુણાવી,
ન સાવજ હૂંક મહા વનની. તતકાળ. ૪

(ગીરની રાવલ નામની નદી છે. જ્યાં સાવજો હુંકતા હોય, ત્યાં સ્કાઉટવાળા છોકરાને લઇ જવા જોઇએ. હૈયાં કઠણ કરવા એવા ઘોર પ્રદેશમાં ફેરવવા જોઇએ.)

"વેપારિયો"

અતી લાંઘણિયા ભૂરા સાવજના,
તમે નો'ર કરાલ કઠોર થયા,

શોષી લોય ને પારકાં પેટ ભર્યાં,
એનાં કોમળ કાળજડાં ચુંથીયા;
પે'લાં દુધ પીધાં પછી લોય પીધાં,
તોય છાપ ધરી કેમ મા'જનની. તતકાળ. ૫

## " નોકરો "

એક પાપીયા પેટને કારણિયે,
તમે લોયના હાય પગાર લીધા,
હસતે મુખડે ખુલે હાથ ખડા,
કૈંક ગોળીયે માતના પુત્ર વિંધ્યા;
વય બાળ મૃત્યુ ભણી મોકલીયા,
એને ²આખડીયે જળને અનની. તતકાળ. ૬

જયસીંહ થયો ગઢ જેપુરમાં,
એણે માતના દ્રોહમાં ભાગ લીધો,
સુણે નામ ત્યાં લોય તપે સહુનાં,
જેણે દંડ શિવાજીને શીર દીધો;
જયસીંહ હજારોને જન્મ દીધા પછી,
નાગણિ કાં ન બની જનની. તતકાળ. ૭

 

---

૨ અન્ન અને જળ વિના.

# ધર્મને ધીંગાણે

## ભજન

જીવડો ઉદાસી થયો રે રાણાજી, આજ મારો
આતમો ઉદાસી થયો—એ રાગ

સંતોનો સરદાર રે, લડે છે રણમાં સંતોનો સરદાર;
ચરખાનો ચલાવણ હાર રે:—લડે છે રણમાં.

નેણમાં અમીરસ વેણમાં વશીકરણ,
એને માથડે મેરૂ સરીખા ભાર રે. લડે છે. ૧

રૂદીયો રૂવે ને બાપુ હસતો લડે છે,
એ તો હઈડાં [૧]દોખીનાં હરનાર રે. લડે છે. ૨

સતનાં ધીંગાણાંનો સૌને શીખવીયો,
કાંઈ પ્રેમ તણો પડકાર રે. લડે છે. ૩

અહિંસાનો [૨]ભેરૂ, અહીંસાનો ઉપાસક,
એને અહિંસા તણા હથીયાર રે. લડે છે. ૪

રેંટીડાનો રણુંકાર રણભેરી વાગે,
એને તાંતણા તણી તલવાર રે. લડે છે. ૫

---

૧ દુશ્મનનાં. ૨ મિત્ર.

રાંકના રૂધીરથી પેટડાં ભરે છે એને,
ભાસે છે બાપુ ભેંકાર રે. લડે છે. ૬

ધીંગાણાને ટાણે જનેતાના જાયા,
કોઈ વિભીષણ થાશોમાં કુળ માર રે. લડે છે. ૭

ધરણી ગળે રથ [૩]સારથી સ્વતંતર,
માંય શલ્ય તણા ફીટકાર રે. લડે છે. ૮

વસમો લડે ને બાપુ દોરડું વણે છે,
એ તો કરશે જનેતાને કિનાર રે. લડે છે. ૯



૩ અહિં મહાભારતના યુધ્ધમાં કર્ણના યુદ્ધ વખતે તેની પ્રતિકૂળતા જેવા પ્રકારની હતી તેવીજ પ્રતિકૂળતા પૂજ્ય બાપુજીની અત્યારે છે તેમ સૂચન છે.

# મા નો સ્વ ભા વ

ભજનનો વેપાર ધણી તારા નામનો આધાર,
કર મન ભજનનો વેપારજી.—એ રાગ.

એવો કાં સ્વભાવ માડી તને પાછળથી પસતાવ
માડી તારો એવો કાં સ્વભાવજી.

રાઘવ જેવા રાજવીને તેં અવળા કરિયા ઘાવજી,
સતી સીતાને રામના કાંઇ મરતાં ન થ્યાં મેળાપ. માડી-૧

[૧]કાળયવનને નોંતરીયો તેં દોયલા માંડ્યા દાવજી,
સામળીયાને ચોર ગણ્યો અને ગીતાજી હવે ગાવ. માડી-૨

મર્યા પછી એનાં મંદીર માંડીને પૂજ્યા એના પાવજી,
જીવતાં એને જાણ્યા નહીં તારો કેવોક ભણુવો ભાવ. માડી-૩

સત્ય ઉપાસક મોહન સામો તારો એવોજ છે વરતાવજી,
તેને જ પાપે જો જનેતા તારૂં તોફાને ચડિયું નાવ. માડી-૪



---

૧ કંસનું વેર લેવા બે કરોડની સેના સહીત અરબસ્તાનમાંથી જરાસંઘે કાળયવનને કૃષ્ણ સામે લડવા બોલાવ્યો હતો.

# મોહન દૂબળો કેમ ?

મોગરાની માળારે લટકતી લાવજો રે જી—એ રાગ

મોહન મારોરે તેને દુઃખે દૂબળો રે....જી
હૈડામાં પ્રગટી હુતાશન હોય,
અનાથુંનો બેલી એને અંગે અંગે વેદનારે....જી
ઘટડામાં લાગ્યા દલીતુંના ઘાય. મોહન. ૧

અગનીમાં અંગડાં બાપે હસી હસી હોમીઆંરે....જી
તેત્રીશ ક્રોડનો તારણહાર,
ધર લઇને હાલ્યો ઘોરી ધરમને ઘોંસરે....જી
ભેંકર કેડા ને [1]નીંહર ભાર. મોહન૦ ૨

સાદો ને સીધો બાપુ [2]ગરવો ને ગામઠીરે....જી
[3]દેયું એની ડગમગ ડગમગ થાય,
આતમનાં જોર એનાં આસમાને આફળ્યાંરે....જી
લાગી એને હરીજન બંધુડાંની લાય. મોહન૦ ૩

વિગતું એ સમજો કોઈ હિંદતણાં વેદીઆરે....જી
કયો તમે દીઠો એવડો દોષ,
વાડા કરીને એને છેવાડાં વસાવીઆંરે....જી
રૂદીયાનો હજીએ ગયો નહિ રોષ. મોહન૦ ૪

---

૧ નક્કી, ૨ ગંભીર, ૩ શરીર.

અડતા નથી પણ એના ઓછાયાથી આભડોરે....જી
જુવો તોય નેણુંમાં ઝાઝાં ઝેર,
તોય માબાપ કહી કહી તમને માથડાં નમાવતાંરે....જી
મનડામાં નાવી માનુષી મે'ર. મોહન૦ ૫

હઈડે હસીને એતો વિષ્ટાઉં વાળતોરે....જી
મૂવા પછી ઢરડે છે આપણાં ઢોર,
ચામડાં સુધારે ત્યારે પગે પગે શોભતાંરે....જી
નથી તેના તનડામાં મોટપનો તોર. મોહન૦ ૬

વગર મજુરીએ એને વેઠચુંનાં બ્રેમંડ પડ્યાંરે....જી
અંતરમાં લખતાં અગન ઉભરાય,
પેટમાં પીડ એને માથે મેલ્યા મોટલારે....જી
પછી એને કેડે વીચાજમ થાય. મોહન૦ ૭

રામનાં મંદિર તો એણે ઘરે ઘરે રોપીયાંરે....જી
ફળીયામાં તુળશીનાં વનડાં ફેરાય,
લગન લખે ને રૂડાં ચંદન લલાટમાંરે....જી
ભારૂ એ તો આપણુલાં ભણાય. મોહન૦ ૮

ઝણુકાર ઝણુકે મીઠા તંબુરાના તારનારે....જી
નરશીનું મનડું સુણી લલચાય,
વૈષ્ણવ સાચારે હરીજન હીરલારે....જી
બીજાને સંકટે ઘણેરાં દૂભાય. મોહન ૯

પગ [1]રોઇદાસ તણા ગંગાએ પખાળીઆરે...જી
પ્રાર્થના કરાવ્યા મીરાંને ચે ભાસ,
રસોઈ બનાવી તેદી [2]પાંડવોની રાણીએરે....જી
એનો તમે કેમ ભૂલ્યા ઈતિહાસ. મોહન૦ ૧૦.

ઊંચ ને નીચ ઈતો મનડાની માન્યતારે....જી
વીરા જુઓ [3]ચંડાળણી તણી વાત,
ભેદ ભૂલીને ભાઇઓ માફી એની માંગીએ રે....જી
તેદી કાંઇ રીઝશે આપણો તાત. મોહન૦ ૧૧.

મ્લેચ્છ કસાઇ એને બથમાં ઘાલી મળોરે....જી
તીયાં નથી ગૌવધનો જરા ત્રાસ,
ઘરનાં વગોણાં હું તો ઝાઝાં લખતો નથીરે....જી
અંતરમાં એકતાનો આવો ઉજાશ મોહન૦ ૧૨.

---

૧ ચમાર રોહીદાસ થઈ ગયા. તેણે મોકલેલ ચૂંદડી અને મોડીઓ ગંગાજીએ હાથોહાથ લીધો હતો. (ભક્તમાળમાંથી) જે પ્રસિદ્ધ મીરાંબાઈના ગુરૂ હતા.

૨ પાંડવોના યજ્ઞ વખતે રૂષી મુની આદી તમામ માણસો જમી રહ્યા પણ યજ્ઞની પૂર્ણ સમાપ્તીના ચિન્હ રૂપે રાખેલો પાંચજન્ય શંખ બોલ્યો નહિ. પછી કૃષ્ણના કહેવાથી એક ચંડાળ ભક્તને હસ્તીનાપુરમાંથી ભીમ લઈ આવ્યો. સતી દ્રૌપદીએ સ્વહસ્તે રસોઈ બનાવી તેને જમાડયો કે તુરતજ તે પાંચજન્ય શંખ બોલ્યો. (મહાભારત)

૩ રજસ્વલા ચંડાળણી માથે માંસના પોટલા સહીત રસ્તે ચાલી જતી. પાણી છાંટી અપવિત્ર રસ્તો પવિત્ર થાય એમ મંત્ર ભણતી હતી તે જોઇ કોઇ રૂષીએ પૂછયું કે બધી અપવિત્ર સામગ્રીવાળી તું શું પવિત્ર કરે છે ? ત્યારે ચંડાળણીએ કહ્યું કે કન્યાવિક્રય કરનાર માણસ કોઈ આ રસ્તે ચાલ્યો હોય તો તે અપવિત્ર થયેલ રસ્તાને પવિત્ર કરૂંછું (પુરાણ)

વાદળાં વીંખાણાં વીરા દંભતણાં વ્યોમમાંરે....જી
અજવાળાં પડીયાં સૂરજનાં આજ,
નેજા ફરૂકયા હવે નકળંકી નાથનારે....જી
પુણ્ય તણી જુઓને બંધાતી આવે પાજ. મોહન૦ ૧૩

મા જણ્યા માટે વીરા મંદિર ખુલ્લાં મૂકીએરે....જી
બંદીખાનેથી વિનવે દૂબળો બાપ,
દેવળનો દેવ નહિં તો સમાજને દંડશેરે....જી
તેને હવે લાગે છે બંધુહાંનો તાપ. મોહન૦ ૧૪

તનતણા [1]વારસાને અબળાના વારસારે....જી
સુણી નથી પ્રભુતણા વારસાની વાત,
રામ તણા વારસા તો હરણાકંશે રાખીયારે....જી
એમાંથી કેવો થયો ઉતપાત. મોહન૦ ૧૫

ચૌદે રતન લીધાં સાગરમાંથી શામળેરે....જી
પંદરમું હળાહળ ઝેર પ્રકાશ,
રામનું ધનુષ અને ચક્કર શામળીઆ તણુંરે....જી
એવા છે બાપુ તણા ઉપવાસ. મોહન૦ ૧૬

 

---

૧ વારસો=હક્ક–સત્તા. ( હરીજનોના શરીર ઉપર તેમજ તેમના માનેલા ઇશ્વર ઉપર પણ સત્તા ભોગવવા માગે છે. )

# ભયંકર વ્રત ભંગાવો

માનો સંત-કુંવર આજે કેમ રીસાણો છે? કેવાં ઘોર રીસામણાં લીધાં છે? ઉપવાસ આદર્યાં છે. એને નેણે જનેતાનો નભાવ છે. અન્નનાં ભૂખ્યા હજુ એની વાટ જોઇ રહ્યા છે એની દુબળી દેહ ઉપવાસ સહન કેમ કરશે? કોઈ એનાં ભયંકર વ્રત ભંગાવી એવા ખબર લઇને મા પાસે આવે. એમ વાટ જોઈ રહેલ માતા આર્ત નાદે પોકાર કરે છે કેઃ—

### ભજન

એક વાર ગોકુળમાં રે આવો—એ પરજનો રાગ

એવા ખબર લઇને રે આવો,
એનાં કોઈ ભેંકર વ્રતડાં ભંગાવો રે. ટેક૦

કોણ કારણિયે મારો રામ રીસાણો રે,
એજી....મારા એ માન ઘેલાને મનાવો રે....એવા ૧

[1]મરમાળે મોઢે એને નેણે નભાવ છે રે,
એજી....મારા સંત કુંવરને સમજાવો રે....એવા ૨

---

૧ મીઠાશવાળું.

અનડાંનાં ભૂખ્યાં એની વાટ જુવે છે રે,
એજી....મારા ખંતીલાને કોઇ ખવરાવો....એવા ૩

આભ પાતાળ લગી એનાં આદર્યાં અધુરાં છે,
એજી....એના રે [૨]અટકીનાં બાર ઉઘડાવોરે....એવા ૪

અંગડે અંગડે મુને આગ્યું પરજળીયું રે,
એજી....એના ઉપવાસ કોઇ [૩]અળસાવો રે....એવા ૫

 

૨ ટેકનાં. ૩ મટાડો.

## છોડ દે

ઘટાઈ દે ઘટમેં ભરી, બઢી હુઈ કુવાસના;
છોડ દે સંસારમેં, અસત્યકી ઉપાસના.

સાખી

સુકૃતકી જડ સત્ય હે, કરતી ઊર ઉજાશ;
બિના સત્ય બલવંતકા, આખિર હોત વિનાશ.
મન મસ્ત હોત સત્યમેં, સતાતી કોઉ આશના. છોડદે-૧

સાખી

સત્ય દીપક કો હૃદયમેં, જિનકો પર્યો પ્રકાશ;
પાપ તિમિરકા ના રહે, ઉન ઘટમેં અવકાશ.
અસત્યસે મત દીલ લગા તું છોડ દે કુવાસના. છોડદે-૨

સાખી

સત્ય જંગલકા માર્ગ વો, બિકટ કરાલ કઠોર;
સ્વારથ [1]કરિ દંભ [2]કેહરી, ગર્જત અતિ મદ ઘોર.
મજબૂત દિલસેં ચલ તુંહી, હોવે કભી ઉપહાસના. છોડદે-૩

સાખી

સબકી ક્યોં ચિંતા કરે, તૂં તેરી સંભાલ;
કાગ ચડા દિલ કાટજો, ઉનકો પ્રથમ ઉજાલ.
તિંહીકે બિના તું આત્મકા, પરે કછુ પ્રકાશ ના. છોડદે-૪

 

---

૧ હાથી. ૨ સિંહ.

# વેરણ લાગે વાદળી રે

વ્હાણવટું એ આપણા દેશનો ઘણોજ જૂનો અને આકરો ધંધો છે. આપણા ખારવાનાં સાહસ, એનાં સુખ દુઃખ, એની રહેણીકરણી, એના જ હૈયામાંથી એની વેદનાના ટીપણાં ને ટીપણાં ઉખળતાં એનાં લોકગીત. એ જાણવા મેળવવા અને સમજવા કોણ મથે ?

એના દુઃખથી દાઝેલ હૃદયનાં પાનાં કોણ ઉખેળવા નવરૂં હોય ? કોઈ કવિ કે લેખક અથવા જે સમજી સમાજની આગળ સાચી રીતે મૂકી શકે એવાને એ મેલા ઘેલા ખારવાઓની શું પડી હોય ?

અમે તો કાઠિયાવાડને કિનારે કિનારે ફરી ફરીને દિવસોના દિવસો અને રાતોની રાતો એઓની સાથે રહી અને એના સાચા દુઃખની કથની મેળવી છે. હજુ તો એમાંથી મળે તેવું ઘણું જ છે. જગતને કામ લાગે એવું છે. પણ એ વાત તો તેમના હૈયામાં જ પડી છે.

ખારવો એ શુદ્ધ સાહસની મૂર્તિ છે. સોરઠને ખારવે સીલોન, એડન અને જાવા સુધીની લુંટો કરેલ છે. એની દરિયાઇ લડાઇ રૂવાડાં ખડાં કરે એટલા અગાધ વીરરસ વાળી છે. પંદરમા અને સોળમા સૈકામાં ફિરંગી અને વલંદાઓની તોપોના મોઢા સામે રહી દિવસ રાત દરિયામાં લડેલી એની લડાઈ. એ જંજાળોના જ્વાળામુખી

સમાન ગોળાઓ સામે પોતાના વહાણ હંકારી, તોપોના કાનમાં ખીલા જડી તેઓને જીવતા પકડી લીધાની હકીકત મળે છે. કોઇ કવિના મોઢામાંથી એ વાત મળતી નથી, પણ એમના લોકગીતોમાંથી મળે છે.

એના જીવતરની સાદી રીતભાત, વરસ દહાડામાં એને ઘેર રહેવાનો ફક્ત એકાદ માસ, એ રીતે એની આખી જીંદગી દરિયામાં–સાચો સાચ કહીએ તો કાળના ડાચામાં.

એના લગ્નનો માસ અશાઢ. કારણ કે જેઠ મહિનામાં વહાણ ચાલતાં બંધ થાય ત્યારે જ એ ખારવા સમાજનો સંસાર વ્હેવાર મંડાય. અશાઢ માસમાં કે શ્રાવણ માસમાં એનાં લગ્ન થાય અને શ્રાવણ સુદ પુનેમ ( બળેવ ) ને દિવસે તો ખારવો પોતાનું વહાણ દરિયામાં વહેતું કરી મૂકે. પરણ્યે બે પાંચ દિવસ થયા હોય ત્યાં એમને દરિયા ખેડવાનો વખત આવે. આશા ભર્યો ખારવો સ્ત્રીને ઘેર મૂકી વહાણમાં જાય ત્યારે એને દેહમાંથી જીવ જાય એટલું જ વસમું લાગે. દરિયામાં શ્રીફળ નાખી વહાણ હંકારે. આગળ ગીતમાં આવે છે તેમ:–

"સવારે સઢ શણગારીયાં રે."

ખારવો દારૂ પી અને ગાંડો બને. એનું કારણ એ કે દારૂમાં બેભાન બને. સ્ત્રીને ભૂલી જઇ પોતાનું વહાણ હંકારી મૂકે. તે વહાણ હંકારે ત્યારે સ્ત્રીઓનાં

ટોળે ટોળાં એને વળાવવા જાય. દરિયાની ભેખડ પર બેસી દરિયાની સપાટી પરથી સઢની છેલ્લી ટોશી દેખાતી બંધ થાય ત્યાં સુધી એ ત્યાં બેસે, ગીત ગાય, દરિયા દેવને એની ભાષામાં વીનવે (હે રતનાગર સાગર, હે મોટા પેટવાળા દેવતા, અમારાં માનવી અમે તારે ખોળે મૂક્યાં છે. એને હેમખેમ ઘેર લાવજે. મીઠોમીઠો વાવડો દેજે. અમો કાળા માથાનાં માનવીના અવગણ સામુ જોશમાં.)

એ રીતે સાગર રાણાને મનાવી ખારવણો ઘેર આવે. દરિયામાં આઠ દસ મહિના વહાણ ચાલે. દરેક વહાણ મોડામાં મોડું જેઠ સુદ ત્રીજે તો પોતાને ઘેર આવી જાય. ત્યાર પછી જે વહાણ ન આવ્યું હોય તેનું તો નવ્વાણું ટકા જોખમ, દરિયામાં તોફાન જાગે.

હવે આખો જેઠ માસ અને અશાઢ માસ સુધી જે વહાણ ન આવ્યું હોય. એકનો એક દીકરો કે ભાઈ અથવા પતી તે વહાણમાં હોય. વરસાદ પણ અશાઢ સુદ પુનમ સુધી ન આવ્યો હોય. એ વૃદ્ધ ખારવણ ડોશી પોતાના અરધાં નળીયાં તથા અરધાં નાળીએરીના પાનથી છાજેલ ઝુંપડામાં સૂતી હોય, ચંદ્રમા અરધા આભમાં ચડ્યો હોય, સંસાર મેઘરાજાનાં સ્વપ્નાં સેવતો સૂઇ ગયો હોય, પણ એ 'મા' તો અધનીંદરામાં દરિયાના લોઢ જેટલાં ખોળીયાં ધારણ કરી પોતાના દીકરાના વહાણને શોધતી હોય, છાજેલ ઝુંપડીમાં ચંદ્રમાના કિરણોનાં

ચાંદરડાં પડતાં હોય, કાગાનીંદરમાં એને જોતી હોય ત્યાં ઓચિંતા તે ચાંદરડાં દેખાતાં બંધ થાય.

એક વાદળી ચડી છે; એમ અનુમાન કરી ભયભીત બનેલ તે મા બહાર નીકળે.

આભ સામી મીટ માંડી જુવે છે ત્યાં તો એક જ વાદળી નહિ પણ વાદળાં ને આખો આભ સાંકડો થયો છે.

× × ×

સખી કોઈરે આવેને કોઇ જાય, કાગળીયો મારા નાથનોરે—એ **રાગ**

સખી મોરે [1]આરાધ્યો મલ્લાર,
અશાઢ [2]ધડુકિયો રે;
એવું વાદળે [3]રૂંધાણું આખું વ્યોમ,
પૂનમ ચાંદો છૂપીયો રે. ૧

સખી [4]છૂટે પટે શમશેર,
ઇંદર લાગ્યો વીંઝવારે;
પડીયા આભા રે મંડળમાં ઉજાસ,
વીજળીના વેલા થયા રે. ૨

---

૧ ગાયો, ૨ ગાજ્યો, ૩ ઘેરાણું, ૪ ચારે બાજુએ.

તાપ્યા [1]અનોધા ઉનાળાના તાપ,
　　ડુંગરાને ઠારવા રે;
માથે ઓઢીને કાળાં [2]મલીર,
　　પ્રેમંડ ચડી વાદળી રે. ૩

એને નિરખી જગતભરમાં આજ,
　　આનંદ દરીયા રેલીયા રે;
એકજ હૈડાને કાળો કેર,
　　વેરણ લાગી વાદળી રે. ૪

સખી જેણે [3]રાંડીરોળાનો ઉજેરી,
　　એકલને મોટો કર્યો રે;
એને નેણે જનેતાનો નિભાવ,
　　અંધાની જાણે લાકડી રે. ૫

બેટા નથી રે જાવું દરિયાની ખેપે,
　　અલેણાં એનાં આપણે રે;
દળિ દળિ ભરીશ હું તારૂં પેટ,
　　બાળુડા જાવા નઇ દિયું રે. ૬

સખી એ તો રતનાકરનો રમનારો,
　　ભૂજ બળે એને જીવવું રે;
એવું માની મજુરીએ જીવતર,
　　એને લાગ્યું આકરૂં રે. ૭

---

૧ અપાર ૨ કાળું ઓઢણું ૩ વીધવા થયા પછી ઉછેરેલ

સખી એવો આશા ભર્યો બાળેવેષ,
વણ પરણ્યો વા'ણે ગયો રે;
સખી એની જનેતાને આજ,
"વેરણ લાગે વાદળી રે." ૮

"બેન"

સખી એની બાળુડી વયમાં માને બાપ,
મેલીને મરી ગયાં રે;
એવાં ધરતી ધાવીને ભાઈ બેન;
નોધારાં મોટાં થયાં રે. ૯

એને સમાણો સઘળો સંસાર,
વીરાની મીઠી મીટમાં રે;
એવાં કરતાં રોજ કીલોળ,
ઝૂંપડિયે બે મા જણ્યાં રે. ૧૦

સખી એ તો જળરે રાજાનો જુવાન,
દરીયા તો એને ખેડવા રે;
આજ કરૂણા ઝરતીયે માંડીને મીટ,
વીરાની જુવે વાટડી રે. ૧૧

સખી [1]જવતલ હોમીને માંડવ હેઠ,
[2]માલશ્યે મારો મા જણ્યોરે;
એવી કોઈ અભાગણી બેનડીને આજ,
"વેરણ લાગે વાદળી રે." ૧૨

---

૧ બેનનાં લગ્ન થાય ત્યારે ભાઈ જવતલ હોમે. ૨ ફરશે.

## " સ્ત્રી "

સખી એને ના'તીરે સાસુ કે ના'તી નણંદ,
પરણ્યાની મઢુલીયે રે;
એમાં રહ્યાં બેઉ એક જ રાત,
સવારે સઢ શણગારીયા રે. ૧૩

સખી પેટડિયાંને રે કાજ,
વળતે 'હીં' વળાવીયો રે;
એવું જોતાં રે જોતાંમાં એનું જા'જ,
સાગરમાં સમાઇ ગયું રે. ૧૪

સખી આવ્યો [1]ગોઝારો મેઘ,
પિયુડો મારો ક્યાં હશે રે;
એવો [2]બાજ ઘણેણ્યો અશાઢ,
આતમ પંખી ફડફડ્યાં રે. ૧૫

સખી સંસાર થયો એને [3]સાપ,
સમદર દાવાનળ થયો રે;
જેના પીયુનાં ન આવ્યાં વા'ણ,
(એને) "વેરણ લાગે વાદળી રે." ૧૬



---

૧ પાપીયો, ૨ પક્ષીનો શિકાર કરનાર 'બાજ' નામનું એક પક્ષી.
૩ સર્પ.

# મરણની લે'ર

વાદળાં ચડ્યાં, પુનમની દૂધના ફીણ જેવી રાત મટી, હબશીના મોઢા જેવી કાળી મેઘલી મળી, તળીયેથી કોઇએ તપાવ્યો હોય એમ દરિયો ઉછાળે ચડ્યો. ગાંડો થયો. માથાભર લોઢ પછડાવા મંડ્યા, ખારવાને લે'ર લાગી. શેની ?

× × ×

લાગી લાગી મરણની લે'ર,
આસમાંને મોજાં આફળે રે;
આજ દેવરે મટીને થયો દેત,
ગાંડો થઇને ગડગડે રે. ૧

નિરખી નિરખી વાદળડીના નાચ,
તરંગ જોધા ખળભળ્યા રે;
લેવા લેવા ગગનનાં રાજ,
હાંકલ દઇને હુકળ્યા રે. ૨

મેલી મેલી બધી મરજાદ,
લેંકારી વાયા વાવડા રે;
ઘેલા સમદરિયાની માંય,
નોધારી એકજ નાવડી રે. ૩

ત્રુટ્યા ત્રુટ્યા શઢડીયાના દોર,
[1]કુવાના કટકા થયા રે;
એના [2]જાજરા જા'જ મોઝાર,
પાણીડાં એ પરવર્યાં રે. ૪

એણે અંગડાંના [3]ધાગા ઉતાર્યા,
હૈડાની હિંમત નવ ખસી રે;
જોધો [4]ત્રાપે થયો અસવાર,
લંગોટે કમર કસી રે. ૫

નાખ્યો ત્રાપો સાગરીયાની માંય,
મોઢામાં લીધી પોટલી રે;
એમાં બેનીના લગનીયાનાં ભાર,
સાળુડાની ચુંદડી રે. ૬

જાણે ડુંગર નમ્યા દસ વીસ,
લોઢડીયા ખાંગા થયા રે,
ત્રુટ્યા ત્રુટ્યા રે આશાના એના તાર;
આતમ ઉદાસી થયા રે. ૭

એની ખોવાણી હૈયાની સઘળી હામ,
મીટડલી આભે અડી રે;
એને સાંભરી દિલડાની માંય,
ગભરૂડી નાની બેનડી રે. ૮

---

૧ વહાણનો મોટો થભ. ૨ ખોખરા. ૩ કપડાં. ૪ ખારવા વાંસડાનો જડેલો ત્રાપો રાખે છે.

તારે નથી રે માવડલી કે બાપ,
માંડવ કોણ રોપશે રે;
તારે નથી રે માડીનો જાયો વીર,
કાપડ કોણ વોરશે રે. ૯

હસ્તે મોઢે અરેરે દુખિયારીના,
જવતલ કોણ હોમશે રે;
ધ્રુસકે રોશે નાની બાળ,
આંસુડાં કોણ લુંછશે રે. ૧૦

તુંને નભાઇ કહીને કોક દી નણંદ,
મેણાં કડવાં મારશે રે;
એમ જ્યાં ઝંખતો અંતરમાં જુવાન,
દરિયાનાં દળ ફરી વળ્યાં રે. ૧૧



# મોહનને ત્રાજવે

"રણવટ ખેલે રાણો રંગમાં રે લોલ."–એ હીંચનો રાગ

પુન્ય અને પાપ તણા તોલરે,
 મોહનને ત્રાજવે તોળાવજો રે લોલ. ટેક

રામ અને કૃષ્ણ તણે ત્રાજવે રે લોલ,
તોળાણા છે ધર્મ તણા તોલ રે. મોહનને૦ ૧

સૈકા વિત્યા વાણીડા સ્વારથી રે લોલ,
અવળા કર્યા આંધળાંના જોખ રે. મોહનને૦ ૨

સંતાડ્યાં છાબડાં શરાફનાં રે લોલ,
ભોળાંને કાંઇ ખવરાવી છે ભૂલ રે. મોહનને૦ ૩

સત ને ધરમનાં બે છાબડાં રે લોલ,
માંય [1]સજનાનાં શાળીગ્રામ રે. મોહનને૦ ૪

તારા અને મહાસતી મંદોદરીરે લોલ,
રામ તણા ત્રાજવાંના તોલ રે. મોહનને૦ ૫

---

૧ સજન નામનો એક કસાઈ હતો તે માંસ તોળવા એક જ તોલું રાખતો અને એ તોલું તે "શાળીગ્રામ" એમાં શેરથી તે મણ સુધી જેટલું તોળવું હોય તેટલું તોળાતું. (ભક્તમાળમાંથી)

બાળક ભૂખ્યાં ને ભૂખ્યાં બંધુડાં રે લોલ,
અલેકીયાને દાન અપાય રે. મોહનને૦ ૬

માંદાં ભૂખ્યાં ને ભૂખ્યાં આંધળાં રે લોલ,
અન્ન વિના પાડોશીઓ અથડાય રે. મોહનને૦ ૭

સતનો કાંટો જરાયે કાટ નઇ રે લોલ,
[1]સમભાવની [2]દાંડી ઉદાર રે. મોહનને૦ ૮

પ્રેમને કાંટે તો સહુ ખોડજો રે લોલ,
પાછળથી કાંઇ થાશે પસ્તાવ રે. મોહનને૦ ૯

[3]પંડયે [illegible] "બાપુ" પ્રીતથી રે લોલ,
જોખે છે કાંઇ [illegible] જૂના ભાર રે. મોહનને૦ ૧૦

 

૧ સમદર્શી. ૨ ત્રાજવાની લોઢાની દાંડી. ૩ પોતે.

## સંદેશો

ઇશ્વરે જગતને સંદેશો મોકલ્યો એના આંકડા કોણુ વાંચે, "વાણીયે" વાંચ્યા સહુએ સાંભળ્યા.

**ભજન-"રંગાવો રામા ચુંદડી"-એ રાગ**

સંદેશો મારા શામનો,
એમાં લખીયા ચારે વેદ
એમાં ભાંખ્યા કુરાનનાં ભેદ. સંદેશો ટેક

કલમ લઇને લખીયું એ વૈકુંઠને વાસીયે રે હાં હાં
વૈકુંઠને વાસીયે,
એનો "વાણીડે" વાંચ્યો વિવેક. સંદેશો ૧

પ્રથમ એમાં લખીયું એ ભૂખ્યાં જનને ભાતનું રે હાંહાં
ભૂખ્યાં જનને ભાતનું,
એની લાગે વિશંભરને ખોટ. સંદેશો ૨

બીજું એમાં લખીયું રે હું છું આતમ એકલો રે હાંહાં
હું છું આતમ એકલો,
એમાં ભેદ પાડ્યાનો લાગે ભાર. સંદેશો ૩

ત્રીજું એમાં લખીયું એ પરદેશોની પ્રીતનું રે હાં હાં
પરદેશોની પ્રીતનું,
એવો કાંટો કેળને ખાય. સંદેશો ૪

ચોથું એમાં લખીયું એ ભાર દઇને ભૂધરેરે હાંહાં
ભાર દઇને ભૂધરે,
એવાં [1]અનોધાં દલીતોનાં દુઃખ. સંદેશો ૫

ગેબી અવાજની વાણી "બાપુ" ગૂઢ છેરે હાંહાં
વાણી બાપુ ગૂઢ છે,
કોઈ સમજ્યા ચતુર સુજાણ. સંદેશો ૬

 

---

૧ અપાર.

# રજપૂતાણીની ભૂલ

અરધી રાત ભાંગી ગઇ છે. એક બીજાને ભાળ્યે આંખ ઉઘડે એવી પ્રીતિવાળાં બે માણસ એક જ પથારીમાં સૂતાં છે. રજપૂત અને રજપૂતાણી. રજપૂતાણીના હાથ પર રજપૂતનું માથું છે બેઉ ભરનીંદરમાં છે. રજપૂતાણીએ ઉંઘમાં હાથ ખેંચ્યો. હાથે પહેરેલ ચુડીની ચીપટીમાં રજપૂતનો કાન આવી ગયો. ઉંહુંહુંહું એમ કહી રજપૂત બેઠો થઇ ગયો.

ચારે નજર સામસામી મળી. રજપૂતાણીના હૈયામાં એક જ વાત આવી કે, "અરે! આવો કાયર કંથ મારા ભાગ્યમાં કયાંથી માંડ્યો હશે? જેણે એક ચૂડીની ચીપટીથી રાડ પાડી તે રજપૂત રણસંગ્રામ વખતે શું કરતે મારશે?"

રજપૂતાણીના હૈયાની વાત રજપૂત વાંચી ગયો. બન્ને મનમાં જ સમજ્યાં.

× × ×

એ વાતને સાત વરસ વીત્યાં. બાદશાહનાં દળ આવ્યાં. દરેક રજપૂતને પોતાના ધર્મે ધીંગાણામાં જવા પડકાર કર્યો. સીંધૂડાના સૂર વાગ્યા. ત્રંબાળુ ઢાલ ગડગડ્યા. ઘોડાંની [1]સરકું તલવારોથી કપાણી. ઘેર ઘેરથી રજપૂત ભેળા થયા.

---

1 ઘોડાને ગળે બાંધેલ દોરડું.

## જાગીને જો

( સુનતા નહી બજે હે શીર કાલકા નગારા. એ રાગ )

જન જાગિ જો જગતમેં, મન સ્વાર્થકીહે માયા. ટેક

નિજ તાત ભ્રાત તેરા, માતા કહે તન મેરા;
વો હે નહિ કો તેરા, ભરપુર ક્યોં ભ્રમાયા. જન૦

પરમ તિંહારી પ્યારી, નર હે સદા જો નારી;
દિન એક હોગી ન્યારી, જબ આયગે જમરાયા. જન૦

નર અંગ રોગ લાગે, ભય પામી બંધુ ભાગે;
તબ મિત્ર સંગ ત્યાગે, ઈક નાથ હે સહાયા. જન.

મન માન મેરા મતતું, સબ જાન વૃથા જગત તું;
ભરપુર બન ભગતતું, જનની તો કાગ જાયા. જન૦

 

# કેમ સૂતો

## પરભાતી

જાગને જીતવા રજની જાતી રહી,
સુરજ ઉગ્યો ને હજુ કેમ સૂતો. ટેક

આકરી ઉંઘ તેં ઘોર લીધી ઘણી,
કપટનાં કામ તેં ખૂબ કીધાં;
લોભથી કૈકને ત્રાસ લગાડીયો,
દુઃખ તેં દીનને ખૂબ . દીધાં. જાગને

ગેબના ભેદથી જ્ઞાન ભૂલી ગયો,
માનથી [1]આનને દૂર મૂકી;
તોરમાં ભ્રમાણો જગતના તાનમાં,
સતગુરૂ તણી તું સાન ચૂકી. જાગને

ખલકનો ખેલ તે બાજી બાજીગર તણી,
મોહનાં દોરડાં જૂઠ માયા;
એકદી કાળનો ઝપાટો આવશે,
ક્રોધથી ઢાળશે પ્યારી કાયા. જાગને

વેણ આપેલ તેં કાગ ગ્રભવાસમાં,
ભરમથી ભાઇ તું સાવ ભૂલ્યો;
કરી લે ધ્યાન તું કાન કાળા તણું,
મનખો નહી મળે કોડ મૂલો. જાગને

 

1 લાજ.

## વેરાગણુ થઇ

આતમો ઉદાસી થયોરે રાણાજી આજ મારો
જીવડો મુસાફર થયો એ રાહ

વિજોગે વેરાગણુ થઇરે સાહેલી
કાનુડાને વિજોગે વેરાગણુ થઇ. ટેક૦

ગણુરે અમારા ભૂલી આંચથી ગીયા
છે એ તો;
હાલ ફકીરી અમુને દઇરે. સાહેલી

શામ અધર ધરી વાંસળી સુણાવી તેદી;
કુળની મરજાદું નોતી રઇરે. સાહેલી

ઓધવજી હરી પ્રાણુરે અમારો ઓતો,
લટકાળો ગીયલ સંગે લઇરે. સાહેલી

પ્રીતરે કરીને પછે જરીએ ન પાળી અમું;
કપટી ગીયલ ખોટું કઇરે. સાહેલી

કાગ અંતરની તમું એ વિનાની ઓધા;
કેનીએ આગળ નથી કઇરે. સાહેલી

 

## રૂદીયો તલખતો

### રાગ ઉપરનો

નેડલો લગાડી ગીયો રે,
ઓધાજી વાલો મુને નેડલો લગાડી ગીયો. ટેક૦

સામળો ગીયાની ઓધા વાતુ સાંભળીને,
ઓતો થર થર એ જીવડો થીયો રે. ઓધાજી૦

રાસરે મંડળમાં હેતે તો રમાડી અમુ,
દગો રે ઓચીંતો એ દીયો રે. ઓધાજી૦

કાનુડા સારૂ રે અમે કટમ તજ્યું છે ઓધા
વાંકરે અમાણો કીયો. ઓધાજી૦

કાગ વજનાર એક કુબજા વન્યાનો, ઓધા
રૂદીયો તલખતો રીયો રે. ઓધાજી૦



## સ્વપ્નામાં વાંસળી

હજુ કેમ નાવ્યા મારો નાથ આશાએ, અમને દઇનેરે–એ રાહ

સુતીથી હું સપના મોઝાર,
વાંસળડી વાગીરે.
સંભળાણો ઘેરો ઘેરો સૂર,
ચીતડું એ થીયલ સુવાગીરે. ટેક૦

એજી ઝીણી ઝીણી જુગના આધાર,
વનમાંયે જાણી વાગીરે.
મૂકી મેં તો કુળની મરજાદ,
ભ્રમનામાં હું ભાગીરે. સુતીથી

એજી ધ્રોડી ધ્રોડી નવ રહી ધીર,
વીજોગેં વેરાગીરે.
સામળાના પૂછું સમાચાર,
લાજુંને હું ત્યાગીરે. સુતીથી

એજી ભટકી હું વનમાં ભેંકાર
લાગે એ આઘી આઘીરે.
હૈડું થયું હાલક ડોળ,
એ પ્રીતડલીમાં પાગીરે. સુતીથી

એજી આંખડીયું 'કાગ' થીયું અધીર,
લટકાળા સામી લાગીરે.
હરીયે કર્યો જ્યાં લાંબો હાથ,
ઝબકીને ત્યાં હું જાગીરે. સુતીથી

 

# મોહન ક્યારે મળશે

રંગ રસીયાજી મારા દીલડામાં વસીયાજી આંયા રઇ જાવરે એ રાગ

આશા મ દઈ જાવ ઓધા ભેળાં લઇ જાવજી
મુંને કઇ જાવરે મોહન ક્યારેં મળશે. ટેક

વેરણ વગાડી એમાં હૈડાં વીંધાણાં રે,
તનડાની જાળું રે ઓધા કેદી ટળશેજી....મુંને

છેલીરે સનંધનો ઓધા સાદ સૂણીને રે,
ગોવીંદાનું હૈડું ઓતો કેદી ગળશેજી....મુંને

અંગડામાં વ્યાધી રે છે મનડું ઉદાસી રે,
વનનો વીહારી પાછો કેદી વળશેજી....મુંને

કાગ કાનુડો કાળો દલડાનો કાળોરે,
[1]પંડનું ભણેલું વાલો કેદી પળશેજી....મુંને

 

---

૧ પોતાનું

## રામ રૂદન કરે

જાગોને મનવા ચેતો આતમ રામ—એ રાહ

લાગાં રે બાણુ જેને મુરછાઉં આવીરે,
રૂદન કરે રણ રઘુરાઇ રે....
બાર બાર વરસ મોરી [1]પ્રતમાના પાળનારા,
જાગ જોગંધર મારા જતી ભાઇ રે—ટેક૦

ચાલતી વેળાએ તારો હાથ જ સોંપ્યોરે,
મન થરથરતી તેદી સુમીત્રા માઇ રે;
દોડી દોડીને તારા ખબર જ પૂછશે રે,
શું રે ઉત્તર હું તેને દીયું એ જાઇ રે. લાગાં.

[2]કફરાં દાનવનાં હજી વેર છે માથે રે,
રણમાં એકલડો તારો રામ ભાઇ રે;
વસમી વેળામાં મોરી જનેતાના જાયા રે,
સવારે કોણુ મોરી કરશે સ્હાઇ રે. લાગાં.

---

૧ આજ્ઞા ૨ ભયંકર

તપસ્યાઉં કરીયલ તાતાં પાણીડાં પીધાં રે,
સુખની વખતમાં વેઠ્યાં દુઃખડાં ભાઈ રે;
કોઇદી લખમણ તેં મારૂં દલડું દુભાવ્યું નઇ,
વપતની વખતે કાં તું સૂતો આંઇ રે—લાગાં

સામું ન જોયું કારેં દલની ન કીધી રે,
જોડી વીખોડી કીયાં ગોતું જાઇ રે;
કાગ લંકાને રણ રામ પોકારે રે,
એક વાર મળતો મારૂં મન હરખાઇ રે—લાગાં

 

# નગણાં સાથે

વ્હાણવટી ખેડલી હોકારો મારે બેટ જાવું–એ રાહ

નગણાં સાથે રે માનવ કફરાં સાથે
એ મારા ભોળા મન.
નેડલો કીધો એ તેં તો નગણાં સાથે—ટેક.

તન મન ધન એને રે અરપણ કરીયલ ભાઇ,
એજીએ એના રૂદામાં નથી તારૂ આથે–એ મારા ૧

હાથ હલંતાં એને તેં ખૂબ ખવરાવ્યું એ ભાઇ,
એજીએ દામ તો ખૂટ્યાં ને ગીયલ બીજે ભાથે–એ મારા ૨

માન વધારી એને તેં મોટપ દીધી એ ભાઇ,
એજીએ મોટોરે થઇને પગ માંડેલ માથે–એ મારા ૩

ઠાગ જાણેલ નઇ એનાંએ કાળજાં છે કાળાં ભાઇ,
એજીએ હળવો થીયલ તું જીવ તારે હાથે–એ મારા ૪

## અંતકાળે કોણુ આવે ?

રાગ ઉપરનો

કોણુ તો આવેરે બીજો કોણુ આવે
મન અંતકાળે.
જાદવ વીના બીજો કોણુ આવે—ટેક

માત ને રે તાત તારા સાચા સનેહી ભાઈ,
એજીએ પ્રીતડી બંધાણી બેટ્ટી નઇ એ ખાવે—મન

દેહુંના રોગ જ્યારે દોયલા ઉમટશે ભાઈ,
એજીએ જમરાને જોઇને જીવ થરથર થાવે—મન

જાવાને હુકમે કોઇની એ ટાંકી ન લાગે ભાઇ,
એજીએ પ્રોડીને ધનંતર ભલે વૈદ લાવે—મન

કાગ આંસુડાં પાડીનેં માથાં કુટશે ભાઈ,
એજીએ છેટાં રઇનેં તુંને સળગાવે—મન

 

# કયા કરોં

## ભૈરવી ગજલ

મિટતી હે વો તો આબસે, જો જો લગે ઘર ગાઁવમે;
બુઝતી નહી મેં કયા કરોં, આગી લગી દરિયાવ મેં. ટેક૦

કાંપે બડાસા બંગલા, થાંભ વાં લે કે ધરોં;
સાતોં તબક જો લરજેતો, ઈલાજ પ્રીર મેં કયા કરોં. બુ૦

દુશ્મીન ફિટે આફ્ત નહિ, બદલા ઇસે સમશેરકા;
યાર અપના વો પ્રીટા, ઇલાજ કયા પ્રીર વેરકા. બુ૦

કુછ ભી રહા જો હોય તો, ફ્લ ફૂલ લગતા આખીરે;
જો ઝાડ ઝડસે ગિર પડા, પાની ઉસીકોં કયા કરે. બુ૦

ઈલાજ હેના મીત્રકા, ધોખા અભી કિનકા ધરોં;
દિલ કાગકા લૂટાત હૈ, ફરિયાદ મેં કિસકોં કરોં. બુ૦

 

# પ્રવૃત્તિને પંથે

## ગજલ

પ્રવૃતિ પંથમાં પ્રાણી, ભજનનો ભેદ ભુલ્યો છો.

મર્યાદા સંતની મૂકી, જગતમાં જીવ રહ્યો ઝૂકી;
સિદ્ધાંતો વેદના ચૂકી, દુબજા માંય ડુલ્યો છો. પ્ર૦ ૧

તપાસ્યે રૂપ તું તારૂં, નથી કાંઇ બ્રહ્મથી ન્યારૂં;
મૂકી દે હું અને મારૂં, ફંદમાં કેમ ફુલ્યો છો? પ્ર૦ ૨

રમેશ્વર પાસ જા પૂરો, સદા તું સિંહ છો શૂરો;
બધો આ ખેલ છે બૂરો, જગતમાં શીદ ભૂલ્યો છો? પ્ર૦ ૩

દીલમાં બાળ હંસ દેજ્યો. બધું આ કાગ ને કેજ્યો;
ત્રિપુટી સંગમાં રેજ્યો, મરદ તું કોડ મૂલો છો. પ્ર૦ ૪

 

## આંહી આવી જા

પ્રભુ પાસે ગયેલ એવો જ્ઞાની, અજ્ઞાનીને નાનાભાઇ તરીકે સંબોધીને કહે છે કેઃ—

### ગજલ

પ્રભુના પુત્ર હે પ્યારા, હવે તું આંહી આવી જા. ટેક

જબર નિદ્રાથી જાગીને, તાપ ત્રય મોહ ત્યાગીને;
ભવનનો રાગ ભાંગીને, પ્રેમ રસ ખુબ તું પી જા. પ્રભુ૦

સબળ મન પાપ ચૂકીને, મફતનું માન મૂકીને;
કૃષ્ણને પાય ઝૂકીને, દયાનું દાન તું દઇ જા. પ્રભુ૦

પ્રતિજ્ઞા લઇ પ્રભુ પાસે, વહેલો વેણુ ગ્રહ વાસે;
ભજન ભૂલ્યો વૃથા ભાસે, જપી ભગવાન ફાવી જા. પ્રભુ૦

કરૂં હું સાદ કણુ દે જે, કાગ તું કૃષ્ણ મુખ કે જે;
સદા રાધેશને સ્હેજે, ભગત થઇ ખુબ ભાવી જા. પ્રભુ

 

× × ×

આ રજપૂતે બખતર પહેરવા માંડ્યું. વીરરસથી શરીર ફુલી ગયું છે. એક કડી ભીડે છે, ત્યાં બીજી તૂટી જાય છે.

બખતર પહેરી, હથિયાર બાંધી રજપૂત ઘોડેસ્વાર થયો. પાછું વાળી જોયું તો ભાલું ખીલીએ રહી ગયું છે. રજપૂત બોલ્યો: "રજપૂતાણી ભાલું અંબાવજો" થોડુંક હસી 'રજપૂતાણીએ મીઠું પણ કાળજું કાપી નાખે એવું મે'ણું માર્યું કે "રજપૂત, ભાર ઘણો થઇ ગયો છે. ભાલાથી શું વિશેષતા છે." દાસીએ ભાલું અંબાવ્યું.

ઘોર ધીંગાણું ચાલ્યું. રણમાં રજપૂત અને મુસલમાન દળના કઇક શૂરવીર કપાણા.

આ રજપૂતને રૂંવાડે રૂંવાડે ઘા પડ્યા છે. ઘોડો પણ ઘાએ [2]વેતરાઈ ગયો છે. રજપૂતની નજર પડી, હાથી પર બેઠેલ સૂબા માથે. એણે ઘોડાને [3]ફેટાવ્યો. "આવ્યો એ આવ્યો." એવી હાકલ થઇ.

સૂબાના બાર બાર અંગરક્ષકો બેઉ બાજુ તોળેલ ભાલે તૈયાર હતા. ચોવીશ ભાલાં છૂટ્યાં. મોરલે કળા પૂરી હોય તેમ રજપૂતના શરીર સોંસરવાં સામસામાં ભાલાં ગયાં.

---

૨ કપાઇ ૩ દોડાવ્યો.

ઘોડો કૂદયો. આગલા પગ હાથીના કુંભસ્થળ પર માંડ્યા. રજપૂત ઠેકયો. સૂબા પાસે પહોંચ્યો. જમણા હાથમાં ભાંગી ગયેલ તરવારનું ઠુંઠું હતું. તે સૂબાના કાળજા સોંસરવું ગયું.

ધીંગાણાના સધવેલ હાથીએ પીઠપર સૂંઢ ફેરવી. રજપૂતને પકડ્યો. આભમાં ઊછાળ્યો. સામા દાંત ધર્યા. આકાશમાંથી ઊંધે માથે આવતા ભાંગી ગયેલ તલવારના ઠુંઠા સહીત રજપૂતનો હાથ કુંભસ્થળમાં ખંભા સુધી પરોવાઇ ગયો. રજપૂત પડ્યો. ગજરાજના દંતશૂળ ઉપર રજપૂતની છાતી વીંધી. પીઠ પાછળ નીકળેલો ગજરાજનો દંતૂશળ જડબામાંથી કરડ કરતો ભાંગી ગયો.

સૂબો પડ્યો, હાથી પડ્યો, અને રજપૂત પડ્યો હાથીના દંતૂશળથી પરોવાએલી છાતીએ.

* * *

દંતૂશળનો ટેકો લઈને રજપૂત બેઠો છે. આંતરડાંનો ઢગલો ખોળામાં પડ્યો છે. જીવને અને જમરાજને વાદ ચાલે છે. એ વખતે રજપૂતને એક જ વાત યાદ આવે છે. કે “ક્યાંયથી રજપુતાણી આવે ?”

* * *

ઘેરઘેરથી રથજોડી, પાણીનાં વાસણ લઇ પતિનું શબ અને માથું લેવા રજપૂતાણીઓ ચાલી. દાસીએ કહ્યું, “બા, ચાલો, આપણે પણ જઇએ.” રજપૂતાણીએ

જવાબ આપ્યો, "આપણે જવાની જરૂર નથી. આ ઘડીએ રજપૂત ન લોચો સાજે સીંગે ઘેર આવશે. મને એનો વિશ્વાસ છે." દાસીએ સમજાવ્યું, "ન જઇએ તો મશ્કરી થાય માટે જવું જોઇએ.

*　　*　　*

રણક્ષેત્રના મધ્ય ભાગમાં આવી ને રજપૂતાણી જુવે છે તો રજપૂત પડ્યો છે, ભાલાં અને દંતૂશળશીત ઇને. રજપૂતાણી પોતાની ભૂલ સમજી— શું થાય ? હવે તો એનું પ્રાયશ્ચિત સામે ઉભી રહીને બોલીઃ— ...ડી—એ રાહ

કાને વનમાં વગાડી રે મીઠી મી.

[1]તે દી ચુડીનો ચીરોસા ઘણી

ઉંધું ...જી અભાગણિ હું　　ટેક

થઇ મોરી ભૂલ ઘણી

દળ વાદળ [2]દોખીનાં ઘોર મળ્યાં

નર કાયરનાં એથી ગાત્ર ગળ્યાં

રજપૂત ધીંગાણામાં ઘાયેં ભળ્યા

ખેલ્યો ખેલ ખાંડાં ના રે

રીડે રણ ઘેલો બણી. તેદી-૧

---

૧ તે દિવસ. ૨ વેરીનાં

તુટી ટોપની તાંસળી લોહ કડી
કેવી માથડલે તલવાર પડી
એવી વજ્ર વિધાતાએ દેહ ઘડી
તારી ભૂખી ભવાની રે
લો’યે તરબોળ બણી. તે દી-૨

ઝીલ્યા ઘાવ ભયંકર સાંગ તણા
ભાલાં ભાંગીયાં દેહમાં ઘોર ઘણાં
વિંધ્યાં કાળજડાં અવળાં સવળાં
તારે ’ની છાતીએં ઝીલ્યા રે
ગુલાબનાં ફૂલ ગણી. તે દી-૩

રજપૂતીનો રૂધીર ઘણાં ખળકે
છુટા શામળા કેશ ધરા જો ઝળકે
ઝીલ્યા હૈડામાં હાથીના રે
દંતુશળ કેમ ઘણી. તે દી-૪

વ્હાલા દેહમાં પ્રાણ જરાય નથી
જમદુત શી ભાસત વક્ર ગતી
પેલી ગ્રીધણી દુર રહી ડરતી
ઘોળી જુદ્ધને રંગે રે
કસુંબલ આંખડલી. તે દી-૫

## " કેદી ભયા "

### રાગ ઉપરનો

[1]એદી ભયા ઇનસાન તું,
વે દી' તિહારે ચલ ગયે;
ઘરબારકા કેદી ભયા,
શિરપેં સફેદી છા ગયે. —ટેક૦

જાતા સભી જમ હાથમેં,
આતા નહીં તૌ ખ્યાલમેં;
નાદાન જર ચૂકા નહીં,
ઝુકા રહા જંજાલમેં. —એદી૦

ચલતેથે જીનકા દલબડા,
વો ભી અચલ નાંહી રહે;
ના જીંદગીકી કલ પરે,
પલપલમેં વો જાતી હુયે. ....એદી૦

---

૧ આળસુ.

સમશાનકોં સોચા નહીં,
નાં તો કભી તોશા લીયા;
ચલતા હે જાને કે લિયે,
દમકા ભરોંસા કયોં કિયા. —એદી૦

આલમ સભી જો ચલ રહી,
કયોં આતના તેરે હુયે;
બેગમ વહી બેગમ નહી,
યા કાગ તું બે ગમ[૨] ભયે. —એદી૦

 

---

૨ બેખબર

# આફ્ત આવી પડે છે

ઉત્તમ કુળને ભરોસે રહીશમાં–એ રાગ

આતમ આફ્ત આવી પડે છે .... ટેક૦

નૃપતી હરીચંદ નીચ બનેલો
ભૂસી પતીને પણ ભાગ્ય નડે છે.... આમત૦

માન દઇ જેને મહીપતી ચાહે
જોગેં કરમને બેડી જડે છે. .... આતમ૦

અરજુન સંગે અબળા લુંટાણી
ભારત જીત્યું એને ભાગવું પડે છે....આતમ૦

સુખ ગયું ને ભલે સંકટ આવે
રમત હરીની એમાં કાગ શું રડે છે....આતમ૦

 

# માઠા સમાચાર

સોરઠની સંપત્તિ સમાન ગીર પ્રદેશમાં શ્રી. તુલશી-શ્યામનું ધામ છે ત્યાં મારા એક મિત્ર સાધુ હતા. તે મધ્ય હિંદુસ્તાનના હતા. કર્મજોગે મારે તેની સાથે બહુ જ મિત્રતા બંધાણી હતી. મારાથી નાનો ભાઇ સંવત ૧૯૮૬ ના જેઠ મહિનામાં ગુજરી ગયેલ તેનો અગ્નિ હજુ બળતો હતો ત્યાં તો તે પછી તેર જ દિવસે તે જુવાન તપસ્વી ગુજરી ગયાના સમાચાર મને રાતે ભજન ગાતી વખતે મળ્યા. પ્રભુનાં ભજન રહી ગયાં અને

અગની હતી મારા ઉરમાં ઘણી,
ત્યાં તો સાંભળ્યા માઠા સમાચાર રે.

એ ભજન આલ્યું.

**સોરઠો**

અંતરમાં બળતી આગ, અધ ઘડીએ ઓલાતી નઈ;
ત્યાંતો જો ઝોકી જગ તાગ, આજ બાવે બાથ ભરી.

**ભજન**

જાગજોરે તમે ચેતજોનેરે છેલી સનધનો પોકારરે–એ રાહ

અગની હતી મારા ઉરમાં ઘણી ત્યાં તો
સાંભળ્યા માઠા સમાચારરે;
શામનો પુજારી એક સ્વામી હતો,
મારા આતમ રામનો ઓધારરે. ટેક૦

ભોમીની કોઇ દી આપણે ભેળપ નોતીને,
કેવું બન્યું આ કરતુતરે;
નસીબને જોગે મુંને નેડલો લગાડીને તું,
એકલો ગીયલ છો અબધુતરે. અગની૦

જાવું રે નોતું હમણાં બાળુડા જોગી તું તો,
વયમાં હતો બાળે વેશરે;
પરદેશી પંખી મુને પ્રીતડી લગાડીને તેં,
પરીયાણુ કીધાં જઇ પરદેશરે. અગની૦

રામનું અમુને તું તો રટણ કરાવતોને,
હેતે બાંધ્યાથા ભેળા હાથરે;
સંકટ પડયે તું તો ફ્રોડતો ચોંપથીને,
છોડી કાં દીધો એ મારો સાથરે. અગની૦

જોગ કમાવેલ તેં તો બાળુડા જોગીને,
[1]મું સું બાધલ એ તારૂં મનરે;
વિપત્ત [2]અમાણી તુંને વસમીએ લાગી તેથી,
ત્યાગી દીધલ તેં તાયલું તન રે. અગની૦

---

૧ મારી સાથે ૨ અમારી

ભુંડાંરે લાગે મુંને ભવ જળ ખારાંને,
 વીશ્વ તો થીયલ છે વનરાય રે;
સાન કરીથી એમાં સમજ્યો રે નઇ એનો,
ઘટડામાં લાગલ ઉંડો ઘાય રે. અગની૦

નાનેરીયાને તું તો નજરૂંમાં રાખજેને,
એ પણ ગીયલ છે મનખા ત્યાગ રે;
ગોવીંદની પાસે જોગી પોગી ગયોને તું તો,
કેમાં લોભાણો ભુંડા કાગ રે. અગની૦

 

# મનના માનેલ

જાગોને મનવા તમે ચેતો આતમરામ
દેખો નજર પાછળ ફેરી રે—એ રાહ

મળજો રે મળજો મારા મનડાના માનેલ રે,
જેનાં નેણુમાં સાચાં નૂર વરસે રે;
હરીએ ભજનમાં મુંને હેત કરાવેને,
તેને જોવાને મારો રૂદીયો તરસે રે. —ટેક૦

એજીએ...કુડાં માયાનાં જેણે બંધન કાપ્યાં રે,
મનમાં નથી જેને મારૂં તારૂં રે;
આતમ રામન્યું જેને થીયું ઓળખાણ્યું ને,
દલમાં એ લાગલ એને ભવ જળ ખારૂં રે—મળજોરે૦

એજીએ....અંતરમાં જેને ઝાઝાં અંધારાં રે,
દેયુંમાં અસતના જેને પડીયલ ડાઘા રે;
દુખીયાંને જોઇને જેનાં દલડાં દુભાણાં નઈ,
આતમ ઘાતી એવા રેજ્યો આઘા રે.—મળજો રે૦

એજીએ...કુડના જે કાચા સ્વામી વેણના જે સાચા રે
જીવન ભજયાને જેણે ટાળેલ *જાડયું રે;
ધરણી ડોલે પણ એની ધારણા ન ડોલે ને
નેહન્યું ભરેલ છે એની અંતર નાડયું રે—મળજો રે૦

એજીએ....કામનાને વેગે જેનાં કાળજાં વીંધાણાં રે
રૂદીયો ન હરખે ભલે હોય રૂડા રે
કાળા કરસનજી એ છે માગણી ભવોભવ
કાગ ન મળજો એવા નર જે કુડારે મળજો રે૦

 

---

૯ * જડતાં

# મમતાળુ મન

## રાગ ઉપરનો

એજીએ–મમતાળુ મનવા મારા પાણીડાંને મથ માંરે,
એમાંથી કાંઇ નઈ તારે હાથ આવે રે;
મોંઘા મુલી કાયા કાલ પલટશે ને,
ફેરો એ તારો એમાં નઈ ફાવે રે. ટેક૦

એજીએ–બાજીગરેં તારીએ નજરૂંને બાંધી રે,
સાચા ખોટું તુને કાંઈ ન સૂઝે રે;
જાગી ને જોઇલે મારા જનમ સંગાથી રે,
ખેડલી ડોલે પણ તુને કાંઈ ન બુઝે રે. મમતાળુ૦

એજીએ–આજકાલ કરતાં તારો વાયદો આવ્યોરે,
ખાઉં ખાઉં કરતો માથે કાળ ગુંજે રે;
ધોળીયું ધજાયું તારે અંગડે ફરકીયું ને,
ગઢપણ આવ્યું તારાં ગાતર ધ્રુજે રે. મમતાળુ૦

એજીએ—ભોગવ્યા તેં ભોગ ઝાઝા જુના ભેરૂરે,
ત્રપતી થઇ નઇ લોભી તોય તુનેરે;
નિતનિત નવા નવા વિષય વધે છે ને,
માયલા સમજ હવે તાર મુનેરે. મમતાળુ

એજીએ—કાગ કુમત તું તારી દૂર કરી દેનેરે,
ખોટ વણજમાં તુને ખૂબ લાગીરે;
કાળા કરસનજી તણું રટણ કરી લેતો,
ભે આ ભવની તારી જાય ભાંગીરે. મમતાળુ૦

 

## ઠરવાનું ઠામ

મારો વાલમ જુવો હાલ્યો જાય જી જી કામણીયાં
ઓાલ્યાં કોઇ કરીનેરે–એ રાગ

એ મારી દેયુંને તું ઠરવાનું ઠામરે,
મારા અંગડાના આતમરામ;
જીજી પાંડવના ભેરૂ હું કેમ વિસારૂંરે–ટેક૦

ધ્રુજતી થર થર ધ્રુપતી,
અબળા કર્યો ઉચ્ચાર;
ત્રણસો ગાઉથી ત્રીકમા,
એ તેદી સામળીઆ તેં લીધેલ સારજી જી. પાંડવ૦

સાગર દળ કૌરવ તણાં,
ભીષ્મ ચઢ્યા ભારાથ;
વૃત તજીને વીઠલા,
એ તેદી હરી લીધું પૈડું તેં હાથ જી જી. પાંડવ૦

બાળા ભગતને ભે બહુ,
પિતા કોપ્યો વણ પાર;
નરસંગ થઇને નાથજી,
એ તેં તો દીધલ વાલા ખંભમાં દિદાર જી જી. પાંડવ૦

કાગને ન વિસાર્યે કોઈદી,
એક *તો-સું બાંધો તાર;
કાળા કરસનજી તું વન્યા,
એ મારે એકે બીજો ન મળે આધાર જીજી. પાંડવ

 

---

* તારી સાથે

# સાગરમાં બેડલી

## રાહ ઉપરનો

તેદી ભજનુંના ભાન ભુલાય રે,
ભેળી આતમની ઓળખાણ્યું જાયજી જી;
સાગરમાં જેદી આ બેડલી રૂંધાશ્યેરે—ટેક.

તનનો સઢ ત્રુટશ્યે,
પછે કોણ ચડાવા જાય;
દરદ વમરમાં ડગમગ થાશે,
એ તેદી વા પણ [1]નતરેટા વાય જી જી. સાગરમાં૦

સુકાન નેં ચાળવનારો
મન થકી મુંઝાય
ટંડેલ દેયુંનો તે ઘડી
એ મારો આતમ રાજા બઉ અકળાય જી જી. સાગરમાં૦

મોહ મહા દરીયા મધ્યે
લઇ જઇને હરખાય
અવળા કર્મનાં જળ થકી
એ જેદી રાધાવર કંઠડો રૂંધાય જી જી. સાગરમાં૦

---

૧ ખુબ જોરથી

સારા કરમની શામળા
ભોમી નહિ ભળાય
કાળા કૃષ્ણજી કાગની
એ તેદી બેલીડા તું પકડચે બાંચ જી જી. સાગરમ૦

 

## મનડું ન માને

એજીરે લાખા તારા રે મ્હેલોમાં અત્તર બેકેજી—એ રાગ.

એજીરે બાપુ મનડું ન માને એને કેમ મનાવું જી,
એ તો દ્દઢતા વિનાનું જ્યાં ત્યાં દોડે હાં;
એજીરે બાપુ સાચાંની સંગાથે મુને વેર બંધાવેજી,
પ્રીતડી મુરખ સાથે જોડે હાં. ટેક૦

એજીરે બાપુ અમરત છોડી એ તો વિખડાં આરોગેજી,
તેમ કોઇનું ન માને કેવે હાં;
એજીરે બાપુ કરમહીણ કેરી તણો ત્યાગ કરીનેજી,
એ તો *આંકોલીયાંને સેવે હાં. એજીરે બાપુ૦

એજીરે બાપુ એકાંતે બેસીને જારે હું હરીને આરાધું જી
ત્યાં તો દેશ વિદેશે જઇને ડોલે હાં;
એજીરે બાપુ વેણુના પરમારથમાં એ મુનીવૃત ધારેજી,
પાછો રૂદીયો અભાગી સાથે બોલે હાં. જીરે બાપુ૦

---

* આંકડાંનું ફળ

એજીરે બાપુ વિષય તણો છે એને સંગડો વધારેજી,
અને દેવને કુડા દરસાવે હાં;
એજીરે બાપુ આનંદના વખતમાં સુને કરે ઉદાસીજી,
અને રોવાને સમે તો હસાવે હાં. જીરે બાપુ૦

એજીરે બાપુ કરજો ભજન એનો તમે ભરોંસો ન કરજોજી
અને દુઃખ તો અનાથુંનાં હરજો હાં;
એજીરે બાપુ કાગરે વૃત્તિનો તમે ત્યાગ કરીનેજી
ધારણ હંસ તણી ધરજો હાં. જીરે બાપુ૦

 

# આત્માને ભ્રમ

## રાહુ ઉપરનો

એજીરે....બાપુ ભોળા આતમને, એક ભ્રમ એ થીયેલ છેજી;
એ તો ઉજળું દૂધ જ ભાળે હાં,
એજીરે....બાપુ મીઠપું મટીને ઝાઝાં, વિખડાં વધ્યાં છેજી;
તોય લાગી રહ્યો મધ લાળે હાં....ટેક.

એજીરે....બાપુ જેની રે આંખ્યુંમાં અમીરસ જરતોજી,
ત્યાં તો વિખડાં હળાહળ વરસેજી;
એજીરે....બાપુ [1]આગુની હતી તે સંભાળી ઓળખાણ્યુંજી,
તોય હૈડું તેને દેખીને હરખેજી....એજીરે બાપુ૦

એજીરે....બાપુ નદીયુંના નીર જ્યારે સાગરમાં સમાણાંજી,
એનો અનુભવ કરો તો લાગે ખારૂં હાં;
એજીરે....બાપુ મીઠાં રે કરીને એ પાણીડાંને પીવાજી,
હવે મફત મથે છે મન મારૂં હાં...એજીરે બાપુ૦

---

૧ આગળની.

એજીરે....બાપુ [૨]દેવવૃખ ધારીને જેનો સંગડો કરીયોજી,
ત્યાં તો બાવળ બને અણધાર્યું હાં;
એજીરે....બાપુ હાથ નવ આવે એવા ખેલ છે હજારૂં હાં,
તોય મનડું રહે છે મારૂં મારૂં હાં....એજીરે બાપુ૦

એજીરે....બાપુ આપણે પુરવની મળી છે ઓળખાણ્યુંજી,
તુંને સતનો ઉપાસી મેં જાણ્યો હાં;
એજીરે....બાપુ ગળી રે છછુંદર જેમ સરપ ઘેરાણો હાં,
એમ મનથી હું કાગ મુંઝાણો હાં...એજીરે બાપુ૦

 

૨ કલ્પવૃક્ષ.

# સાદ સાંભળજે

ભજનનો વેપાર ધણી તારા નામનો આધાર,
કર મન ભજનનો વેપાર—એ રાહ.

સાંભળજે તું સાદ પ્રભુ તુને કયો નડે છે બાદ,
[1]સરવા સાંભળજે તું સાદજી. ટેક૦

પે'લી દલ દઢતાને પકડું,
વાધે ખૂબ વિવાદજી;
મોહન તારી મોહ માયા,
મુને મુકાવે મરજાદ. સરવા૦

કામના બહુ જોર કરતી,
ઉર કરે ઉનમાદજી;
અમૃતમાં વીખ ભેળીને આપે,
એવી છે ઉસતાદ. સરવા૦

વાસના એ વેરી છે વસમો,
અકળાવે અણદાદજી;
સમરણ તારૂં શામળા,
મુને રે'વા દયે નહિ યાદ. સરવા૦

---

૧ ઝીણામાં ઝીણો અવાજ સાંભળવાવાળા.

ક્રોધ કાળાં દુઃખનો હરી,
વરસાવે વરસાદજી;
આતમો અકળાય છે,
બધી મુંઝાય છે મુરાદ. સરવા૦

બીરદ તારૂં દીનબંધુ,
મોરી [૨]કેહુની ફરીયાદજી;
કાગ તુંને સૌ કે' કિપાળુ,
પણ દેતો કાં નથી દાદ. સરવા૦

 

૨ ઘણા દિવસની.

## અંધારાની વાટે

મનેં સાથે લેતા જાજો ભોળા ભરથરી.—એ રાહ

એજી દોયલા જમડાની સાથે,
વસમી અંધારાની વાટેં રે;
એવો ઉપડ્યો અસુરો લોભી આતમો—ટેક૦

કાળનાં નગારાં બાપુ ગડહડ્યાં,
ધ્રુજ્યો જીવડો અધરસી;
હાંકલેં રાજા હાલી નીસરયો,
કે'વાતો દુનિયામાં કરસી. એવો ઉપડ્યો૦

દલડાં ભીંતર ઘોડાં દડવડ્યાં,
હેબત લાગી મોટી હીંકે;
આશારે ભર્યો ઉઠી નીકળ્યો,
થર થર થીઓ એની બીકે. એવો ઉપડ્યો૦

કાયા રાણી કે'સ્વામી કયાં હાલ્યા,
મૂકી દીધી કેમ માયા;
અમુને અગનમાં પરજાળશ્યે,
હેત કરી જુગત હસાયા. એવો ઉપડ્યો૦

સુકૃતના ગઢ બાપુ ચણાવજ્યો,
તો કાંઇક થીરતાયું થાશે;
કાગ છે ઝપાટો માથે કાળનો,
એકદી પાટણ પલટાશે. એવો ઉપડ્યો૦

 

## બંગાળાનો રાજા

ગોડ બંગાળાનો રાજા ગોપીચંદ ન્હાવા બેઠો છે. રાણીયું અંગ ઘસે છે, મ્હેલ પરથી માતા "મીનાવતી" દીકરાનું શરીર જુવે છે. તુરત તેની આંખમાં આંસુ આવે છે. તે આંસુ ગોપીચંદના વાંસા પર પડે છે. રાજા ગોપીચંદ જુવે છે ત્યાં તો માતા રૂવે છે. માતાજી શા કારણથી રૂદન કરો છો? ગોપીચંદે પૂછ્યું. ઉત્તરમાં થોડીક જ વાત માતા કરે છે. બેટા! તારા બાપનું શરીર બરાબર તારા જેવું જ હતું. એને તો મેં મારા હાથે સળગાવી દીધું.

રાજ્યવૈભવમાં મરી જવું છે, એ વાતનું ભૂલેલા ગોપીચંદને તુરત જ્ઞાન થાય છે અને રાજ્યપાટ છોડી, ચાલી નીકળે છે.

### રાહ ઉપરનો

ઢાકા બંગાળાનો રાજા ગોડ બંગાળાનો રાજારે,
એવી લીધીરે ફકીરી રાજા ગોપીચંદ. ટેક૦

નાવણું કરે ને નારી અંગ ઘસે,
જળમાંય અત્તર વલોયાં;
ઉનાંરે આંસુડાં અંગ પર પડ્યાં,
માતુ તમે કીયે દુઃખે રોયાં. લીધી૦

આવી દેયું હતી રે તારા તાતની,
જઈ સમસાણે પરજાળી;
દેયુંના ભરોંસા નથી દીકરા,
ઘણું મેં તો જોયું છે નિહાળી. લીધી૦

બુરો આ સંસાર મારા બેટડા,
બુરો નર ભજન વિનાનો;
ઉરમાં અંકાર બેટા અતિ બુરો,
બુરો દંભી જે દાનો. લીધી૦

બુરો રે બંધન જેને લોભનો,
તનડાને ઘણું તરસાવે;
જીવતાં નરક એને જાણજ્યે.
મૂવે મૂગતી નવ પાવે. લીધી૦

માતાની શીખામણ મન ધરી,
હાથ જોડીને હરખાયો;
એને એ સમે ઉઠી નીકળ્યો,
જંગલમાં અલેક જગાયો. લીધી૦

એક રે ઘડીમાં ઉપદેશ લાગ્યો,
ભલા એ તો નર ભાગવાળા;
કઈ રે સંપત તુંને ગળે પડી,
કોણે તુંને રોકયો કાગ કાળા. લીધી૦



## પ્રભુ પુછશે

તારો વીવા કરવા ટાંણે વળજે લખધીર વરાણે—એ રાહ.

વાલા તેદી ધ્રુજશે વાણી,
પ્રભુ તુંને પુછશે પ્રાણી. ટેક૦

આંખ દીધી એને ઓળખવા,
વળી શુભ જોવાને કાજ;
દોષ જોયા દુનીયા તણારે તેં તો,
એવું કર્યું અકાજ,
સદા રીયો નેણ ચડાવી,
નર મળતા આંખમાં નાવી. વાલા૦

કર દીધા તુંને સુકૃત કરવા,
દીનને દેવા દાન;
ભજીયા નહિ ભગવાનનેરે તેં તો;
ઝાઝાં લીધેલ જાન,
હાથે હરામ તેં ચાખ્યાં,
માળા સાથે રૂસણાં રાખ્યાં. વાલા૦

જીભ દીધી જપવાને કારણુ,
કે'વાને રૂડાં કે'ણ;
વેણુ થકી ગળાં વાઢીયાં એ તારી,
જીભ કરી જીવ લેણ;
એને હરામ ચખાડયું રે,
બીજાનું બઉ બગાડયું. વાલા૦

ઓચીંતાના જમ આવશે તારે,
રે'વા નઇ દયે રાત;
સાંજ બપોરે સાચથી નેં વળી,
પ્રેમ કરી પરભાત;
હજી મન ભજ હરીને,
હૈયા મધ હામ ધરીને. વાલા૦

કામ કર્યાં તેં કોપ કરામણ,
જીવ હવે તું જાગ;
એક દી તારે ઉઠવું જોશે,
કાંક કરી લેને કાગ;
તારા માફ કરશે ગુના,
કૃપાળુ નાથ કેદુના. વાલા૦



# ઉંઘ ક્યાંથી આવી

દુખડાં દીયે છે દાડી દાડી, કાનુડા તારી મોરલી રે,
મને દુખડાં દીયે છે દાડી દાડી—એ રાહ.

ઉંઘ કીયાંથી તુંને આવી: જગતમાં થોડા જીવણાં રે;
નર ઉંઘ કીયાંથી તુંને આવી. ટેક૦

ધુન ધંધાની તુંને અનહદ લાગી,
તેં કૈંકને લીધાં ફસાવી;
રૂદીયામાં કોઇ દી એનું રટણ કર્યું નઇ,
આતમ ઠેઠ અટકાવી. જગતમાં૦

સારપનીરે તું તો ખૂબ સુવાસીતે;
જગતમાં લેજે જમાવી;
પાપનું મૂળ જે પેલું હુંપણું એને તું,
ઉરમાંથી દેજ્યે ઉડાવી. જગતમાં૦

પરદેશમાં કોઇનો ભરોંસો ન કરીએં,
નિંદ્રાને દેજે નસાવી;
દુખડાં એ વેઠીને મૂડી કરી એનેં,
તસગર જાશે ઉઠાવી. જગતમાં૦

ખેલરે જોજે તું તો ખરારે ખરીનો રે,
લગનીએ કાગ લગાવી,
નાટક જોવું તેમાં નિંદ્રા ન લેવીએ,
ગાંઠનું ગરથ ગુમાવી. જગતમાં૦

 

# વ્યાધીનો વેપાર

લઇ લે તું ભાતાં કેરો ભાર, જીએ જેસલ રાજા
એક દી જાવું છે ભવપારજી—એ રાગ

હું કેમ ઉતરૂં ભવપાર, જીએ ગોકુળવાળા;
એ અંગડે વીયાધીનો વેપારજી. ટેક૦

હરદા રૂપી હાટડીમાં ભરીયલ પાપનો ભારજી,
રાતદી મનડું મારૂં એમાં રમે છે વાલા;
તનડાનો લાગલ તેમાં તાર. ગોકુળ૦

અવગુણ પારકા ખૂબ ખરીદ્યાને
હઈડામાં રાખ્યા હજારજી;
રાંકને રોળવાના દાણા તણો વાલા,
કફરો ભરીયો કોઠાર. ગોકુળ૦

લોભની વણજમાં કંઈકને લુંટેલ,
ધોળે દિસાળે ધરારજી;
માયાવી જીવડો મારો કોઇનું ન માને,
એને અંધી ચડી છે અપાર. ગોકુળ૦
વેપાર ભાંગે મારો વ્યાધી તણો એવી,
કરજે કૃપા કીરતારજી;
કાગ રટણ હું તારૂં કોઈ દી ન મેલું,
તુંને રાખું રૂદીયા મોઝાર. ગોકુળ૦



# મધ્ય દરીયે

## રાગ ઉપરનો

[1]સઇવધ ઉતરે પેલે પાર: જીએ ગોકુલવાળા
એ બેડલો સાગરીયા મોજારજી. ટેક૦

તૃષ્ણા તણા એમાં તોર કરીને રે,
ઉછળે છે લોઢ અપારજી;
જાંજરા છે પાટીઆં ને જોખમ ઘણું,
આજ મોરી નાવડલી છે નોધાર. જીએ ગોકુળ૦

મેલ મનડારો ભમરી છે મોટીનેં,
વમરે ચડેલ છે અણવારજી;
ઉંચો આભ નીચે અનગળ પાણી,
મારૂં હઈડું પામી ગ્યું છે હાર. જીએ ગોકુળ૦

હાણુ એ લાભ તણો વાવડો હાલ્યો નેં,
અવળો નોધારાના ઓધારજી;
ભેંકર કામ રૂપી મઘર ભમે છે મુને,
એની છે બીક અપાર. જીએ ગોકુળ૦

લોઢના ઝપાટામાં ડોલવાને લાગ્યું,
કાગનું વા'ણ કિરતારજી;
કાળા કરશનજી તું છેલી સનધનો વાલા,
સાંભળજ્યે રે પોકાર. જીએ ગોકુલવાળા૦

---

૧ કઈ રીતે.

## ફકીર

ભજનનો વેપાર ધણી તારા નામનો આધાર,
કર મન ભજનનો વેપારજી—**એ રાહ.**

એનું નામ ફકીર જેની મેરૂ સરખી ધીર;
જગમાં એનું નામ ફકીરજી. ટેક૦

મનમાં ન મળે મારૂં તારૂં,
અંતરમાં અમીરજી;
સો સો નદીયું ઉર સમાણી,
સાગર જેમ ગંભીર. જુગમાં૦

સ્વર્ગનું પણ નહીં ચાહે,
સુખ નીજ શરીરજી;
પરસન મનથી ભોગવે પોતે,
દુઃખી જનની પીડ. જુગમાં૦

અંતર ઉજવળ આતમ એનો,
ગંગાજીનાં નીરજી;
આજ આવ્યું ભોગવી લ્યે,
આગળની ન અધીર. જુગમાં૦

અંતરમાં એને [1]ભભક આવે,
 સબળ જેને શીરજી;
હોય મર એ નર હરામી એને,
 કરે પલમાં પીર. જુગમાં૦

વીપતથી વણસે નઈ એનું,
 સંતોષી શરીરજી;
કાગને એ કાયમ મળો જેનાં,
 દિલ નહીં દિલગીર. જુગમાં૦

 

૧ મોજ.

# કીડીનાં આંતર કેમ ઘડ્યાં

### રાગ ઉપરનો

કળા અપરંપાર વા'લા એમાં પોંચે નહીં વીચાર;
એવી તારી કળા અપરંપારજી....ટેક૦

હરીવર તું કયે હથોડે આવા,
ઘાટ છો ઘડનારજી....
બાળકને પ્રભુ માત પિતાની,
આવે છે ક્યાંથી અણસાર. એવી૦

અણુંમાં આખો વડ સંકેલ્યો,
એનાં સુખ ઉંઘાં મોરારજી....
કીડીનાં આંતર કેમ ઘડીયાં,
સૃષ્ટીના સરજણહાર. એવી૦

જન્મ આગળ દુધ જૂગતે,
તેં કીધાં તૈયારજી....
મોરના ઈંડામાં રંગ મોહન,
કેમ ભર્યા કીરતાર. એવી૦

કોણ કલ્પે કોણ બોલે,
હા ને ના કહેનારજી....
પરસેવાની લીખ પંડની,
તાગે ન તાગણહાર. એવી૦

અણુંઅણુંમાં ઇશ્વર તારો,
ભાસે છે ભણકારજી....
કાગ કહે કઠણાઇથી,
તોય આવે નહીં ઇતબાર. એવી૦

 

# આતમનો ઉંડાપો

અભિમાની બોલે રે એના શીયા બોરતારે—એ રાહ.

એવો આતમનો ઉંડાપોરે, મારા મનનો મુંઝાપોરે;
એ....કો'ને બાપુ કેંને ક'યેં રે.— ટેક

એવા નર સંગાથી રે આઘા જઇને આળસેરે,
તેની મારા તનડામાં તાણો વાણ;
પરદેશેં મૂકી રે એકલડા એ પાછા ફરે રે,
[1]ઇયાં નોય આપણી કોઇ ઓળખાણ.—એવો૦

મધ રે સાગરીયે રે બાપુ અમે જઇએ ચડ્યા રે,
ક્રમ જોગે ટંડેલ ગીયો જગ છોડ;
કઇ દશ હાંકુ રે મારા જીવ રૂપી જા'જને રે,
મુંને તીયાં થઇએ ગીયો [2]દશમોડ.—એવો૦

પરવશ પડી રે દેયું એ [3]ઉપડાઇની રે,
જીવાદોરી હાથને તાણ અકાશ;
એવડે દુઃખે રે ગગનમાં પોકારતી રે,
અંતર એને ઘાવ પડ્યા એ અપાર.—એવો૦

---

૧ ત્યાં   ૨ દીશાભ્રમ   ૩ પતંગ

જેની આગળ ક'યેં રે અમ તણી હાંસી કરે,
ખોલું કીયાં રૂદીયા કેરી ખાણ;
કાગને બોલાવો રે સંગડે સુવાતું તર્ણ રે,
ધાર્યો તુંને દેયુ તણો રે સુકાન.—એવો૦

 

# ગોપીયુંને ગમતું નથી ગોકુળમાં

એજીએ મારૂં નથડું ખોવાણું આરતમાં હું બાટવામાં
જાહેર કરૂં રે પોલીસમાં—એ હીંચનો રાહ.

એજી અમારો જીવ ગીચેલ છે જદુકુળમાં,
ગોપીયુંને ગમતું નથી રે ગોકુળમાં. ટેક૦

હાથ ઝાલીને હરીએં હડસેલ્યાં,
પ્રભુ ગયા છે દ્વારાપુરમાં;
ભાવ અમારો ભૂલી ગયા નેં હવે,
કાન રમે છે નૃપ કુળમાં. ગોપીયુંને૦

ત્રઠ શીતળ જમુનાંજી તણો ઓધા,
આગ લગાડે છે ઉરમાં;
સંસાર કેરૂં સુખ છોડીનેં અમે,
વાસ લીધો છે વિયાકુળમાં. ગોપીયુંને૦

આભુષણ બધાં દીધાં ઉતારી,
પ્રેમ નથી પટકુળમાં;
માતપીતાનો મોહ મૂકીનેં હવે,
થીર રે'તું નથી આ સ્થૂળમાં. ગોપીયુંને૦

ફાગ હરીનેં અમે જાતા જોયા ત્યારેં,
નેણુ ભીનાં હતાં નૂરમાં;
મંદ મંદ હસતી મોહન કેરી ઓધા,
મૂરતી વસી છે દ્રગ મૂળમાં. ગોપીચુંને૦

 

## જટાવાળા

### ગઝલ

નગંન અબધૂત નીહાળ્યા, જબર જોગી જટાવાળા.

ધરી શિશ ગંગનીધારા, પરમ છો ભક્તને પ્યારા.
હમેશાં કષ્ટ હરનારા, મૂંડની છે ગળે માળા

ત્રિશુળ કર કોપ કરનારા, લલાટે ચંદ્ર ધરનારા.
ઝેહેરને આપ જમનારા, ભયંકર દેવ ભૂજાળા.

દડડ દડ ડમ્મરૂ બાજે, ગડડ ગડ ત્રીભુવન ગાજે.
લડથડી દૈત્ય ગણુ લાજે, જળહુળે નેત્રમાં જ્વાળા.

અઘોરી કેફના ચારી, વીકટ વન ઘોર વીહારી.
ભજનકર કાગ ભયહારી, નિરંજન દેવ નખતાળા.

 

# જટાવાળા

## ગઝલ

નગન અબધૂત નીહાળ્યા, જબર જોગી જટાવાળા.

ધરી શિશ ગંગનીધારા, પરમ છો ભક્તને પ્યારા.
હમેશાં કષ્ટ હરનારા, મૂંડની છે ગળે માળા.

ત્રિશુળ કર કોપ કરનારા, લલાટે ચંદ્ર ધરનારા.
ઝેહેરને આપ જમનારા, ભયંકર દેવ ભૂજાળા.

દડડ દડ ડમ્મરૂ બાજે, ગડડ ગડ ત્રીભુવન ગાજે.
લડથડી દૈત્ય ગણ લાજે, જળહળે નેત્રમાં જ્વાળા.

અઘોરી કેફના ચારી, વીકટ વન ઘોર વીહારી.
ભજનકર કાગ ભયહારી, નિરંજન દેવ નખતાળા.

 

# ખોળે લેજે માતા ધરણી

રઘુકુલતિલક શ્રી રામચંદ્રે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો. મુનિઓને, રાજાઓને, સત્પુરૂષોને નિમંત્ર્યા. નિમંત્રણ ન મળ્યું એક વનવાસિની તપસ્વિની સતી સીતાને.

× × ×

વાલ્મીકિ મુનિ યજ્ઞમાં પધાર્યા. રામાયણનું શુભ સંગીત સર્વ ઠેકાણે ગાવાની લવકુશને આજ્ઞા આપી.

× × ×

યજ્ઞશાળાના દ્વાર પાસે તેમને ગાતા સાંભળીને શ્રી રામચંદ્રે તેમને પોતાની પાસે બોલાવ્યા. અને યજ્ઞ વિરામ વખતે બન્ને બાળકોના મધુર કંઠથી ગવાતું રામાયણનું શુભ સંગીત સાંભળ્યું. તેમાંથી લવકુશ સીતાના પુત્રો છે એમ જણાયું.

* * *

શ્રી રામચંદ્રે વાલ્મીકિ મુનિ પાસે દૂત મોકલ્યો અને કહેવરાવ્યું કે "જો સીતા પવિત્ર હોય તો તેણે પોતાની વિશુદ્ધિની ખાત્રી કરી આપવા માટે આવતી કાલે જનસભા સમક્ષ શપથ લેવા."

* * *

બીજે દિવસે શપથ લેવા માટે સતી સીતા જનસભામાં પધાર્યા અને પૃથ્વી તરફ આંખો ઢાળી બોલ્યાં: "દેવી વસુંધરે, હું દુઃખ ભોગવવા જ અવતરી છું,

મારા ઉપર જનાપવાદ આવ્યો છે. પણ જો હું પવિત્ર હોઉં, જો મન, વચન, કર્મથી મેં રામ સિવાય બીજાનું ચિંત્વન કર્યું ન હોય તો મને તારે ખોળે લેજે,"

× × ×

ધરણી દેવીએ પુત્રીની પ્રાર્થના હૃદયે ધરી. પુત્રીને ખોળામાં લીધાં. વિસ્મય-કરૂણ છવાઇ રહ્યો.

## ભજન

સખીરે રમતાં ઢીંગલે ને પોતીયે મેરામને મન ભાવ્યાં રે-એ રાહ.

સખીરે, સતી રે સીતાજીની વીનતી
તમે સાંભળોને મુનીજન મોટા રે;
સખીરે, દુખડાં ભોગવવા અમે અવતર્યાં,
સુખડાંના પડિયા ઝાઝા ત્રોટા રે. ટેક.

સખીરે, સુખના સ્વામી સરીરામને,
વરમાળા કંઠડામાં રોપી રે;
સખીરે, હાથ ગરાયો મારો હેતથી,
રાઘવજીએ પ્રણ રોપી રે. સતી૦

સખીરે, એક દી અજોધામાં વિતાવીયો,
સાસુની સેવા નો'તી કીધી રે;

સખીરે, સવારે સણગાર ઉતારીયા,
વનડાની વેરણ વાટું લીધી રે. સતી૦

સખીરે, ટાઢયું ને તડકા અમે વેઠિયા,
અણવાણે પાયે આથડિયાં રે;
સખીરે, જનમ અભાગી હું તો જાનકી,
પાને રાવણ કેરે પડિયાં રે. સતી૦

સખીરે, રામે અસુરોને રોળીયા,
એસાંથી અમુને ઓધાર્યાં રે;
સખીરે, અગનીમાં ના'યાં ભ્રાંત્યું ભાંગવા,
રાઘવજીએ સ્વીકાર્યાં રે. સતી૦

સખીરે, પાંચ પાંચ મહિના મારા પેટમાં,
કાળે રથે રે બેસાડી રે;
સખીરે, લખમણજીએ વેરાનમાં,
એકલડીને ઉતારી રે. સતી૦

સખીરે, મેં રે કહ્યું જતી વીરને,
દિલડું રામનું ન દુભવજો રે;
સખીરે, એનાં [1]ઓધાન મારે ઉદરે,
કૃપાસીંધુને તમે કે'જ્યો રે. સતી૦

૧ બાળક—ગર્ભ

સખીરે, ચગન અમારે આંગણે,
કોઇએ નથી રે તેડાવ્યાં રે;
સખીરે, દરશન કરવા દીનાનાથનાં,
આજ અભાગી અમે આવ્યાં રે. સતી૦

સખીરે, કાગ કે' બોલ્યાં માતા જાનકી,
વીતેલ દુખડાંની કરણી રે;
સખીરે, રામ વિના ક્યાંય રાચ્યાં નો'યે તો,
ખોળે લેજે માતા ધરણી રે. સતી૦



## સામળીયાજી સંગમાં રે'જયો

દરશન વીના વરસે દાસી વીઠલ ગોકુળના વાસી—**એ રાહ.**

એજી સામળીઆજી સંગમાં રે'જયો,
દરશન મુંને દીનને દેજયો;
અમારે આશરો તારો,
ધણી તુંને ધૂન મેં ધાર્યો. ટેક.

આંમાંથી ઓધારજયો મુને,
હોય ગુના હજારરે;
સાંભળ્યો છે અમે સાધુ પાસે,
તારો દીનબંધુ દરબાર. અમારે૦

સુખ ન જોયે સંસારનું મારે,
ભે વાળું ભગવાનરે;
ભાગ્યશાળી તારી ભગતીનું,
પ્રભુ પીવરાવ્યે મુંને પાન. અમારે૦

જીવ જોડ્યો જગ જાળમાં વાલા,
એવી માયા ઉત્પાત રે;
મે'ર કરીને માવજી તેમાંથી,
તારજ્યો એ મારા તાત. અમારે૦

મોહ છૂટે આ સંસારનો સુને,
કરો એવું કીરતાર રે;
સાન ભૂલું આ શરીરની રે,
એક [1]તોસું બાધે મારો તાર. અમારે૦

અંતકાળે તમે આવજ્યો વાલા,
દેજ્યો અમારી દાદ રે;
કાનજી કાળા કાગતણો તમે,
સાંભળી લેજ્યો સાદ. અમારે૦

 

૧ તારી સાથે

## આગળના હેવા

### રાહ ઉપરનો.

એવા આગળના [1]હેવા, તાંતો જમ આવીયા લેવા,
એના અંતકાળ ઉતાપા, બાવડલી ઝાલજે બાપા....ટેક૦

દરીયા જેટલું દૂધ તો પીધો, માત તણું મોરારરે;
એટલા તો અવતાર આ જીવે, કંઈક લીધા કીરતાર....એવા૦

મરતાં ઘણીવાર મુંઝાણો, પાપની બાંધી પાજરે;
ખુટલે ખાધાં ખાસડાં એને, લગરીએ નઈ લાજ....એવા૦

સંગાથી જગ છોડતાં પોતે, પેટ કૂટી પસ્તાય રે;
બાળ બન્યો તારે સોતનું બાનું, ઝટ ભુલી પાછો જાય. એવા૦

ચોંટીસું જ્યાં મન મોહને ચીલે, મરતાં નવ મૂકાય રે;
મારૂં મારૂં કરી મુરખો એ તો, છોડતાં નવ ધરાય. એવા૦

કથીરની એણે ગાંસડી કીધી, હાથે તજ્યું હરિ હેમ રે;
જીવ જુત્યો જંજાળમાં વાલા, કાગ કરે એને કેમ એવા૦

 

---

1 ટેવ.

## એકલનો બેલી

રાહ ઉપરનો.

તું છો એકલનો બેલી,
    ઠાકર [1]અમુ મેલમા [2]ઠેલી;
અમે તારૂં અંગ કેવાયેં,
    જીવન કેને આશરે જાયેં. ટેક૦

કાલા ઘેલા અમે તારા કે'વાણા,
    જપીયે તારા જાપરે;
નાથજી નાતો કોઇનો નઇ અમે,
    બીજે કીયાં જઇએ બાપ. ઠાકર૦

આદ તણાં [3]આડતીયાં તારાં;
    શેઠ તું છો શાવકારરે;
તારૂં લેણું છે ત્યાં લગી બીજે,
    ધીરશ્યે નઇ તલભાર. ઠાકર૦

---

૧ અમને. ૨ હડસેલી. ૩ લેણદેણ કરવાવાળાં.

તારા [4]મોટાળાથી ત્રીકમા મારૂં,
ગોવીંદ જાશે જ્ઞાન રે;
મોટાળો હયે નઈ મીત્ર સાચો,
કદી ભીડ પડયે ભગવાન. ઠાકર૦

ગણીકાના ગુના માફ કર્યાં તેં,
હાથી તાર્યો અણુહાર રે;
સું વખતે મારા માવજી એમજ,
સવળો થા સરદાર. ઠાકર૦

રાખજે તારી રીત પ્રમાણે,
તુંય લેજે ઘણો તાગ રે;—
પણ કોડ મોઢે જગમાંય કે'વાણો હું,
કાનજી એ તારો કાગ. ઠાકર૦

 

---

૪ તીરસ્કારથી

## મીઠી મોરલીવાળા

રાગ ઉપરનો.

કૃપા કર કાનજી કાળા,
મોહન મીઠી મોરલીવાળા;
નારાયણ નંદના લાલા,
વિજોગેં મારમાં વા'લા. ટેક૦

પતીયેં તો પરહરિયાં વા'લા,
મેણાં દીયે કુળ માંય રે;
તોય તમે તરછોડિયાં એવો,
નાથજી કયાંનો ન્યાય. કૃપા૦

જાદવજી જે દીનના ગ્યા છો,
વા'લા મથુરાની વાટ રે;
તેદુનો મારા ત્રીકમા રે છે,
આતમાનેં ઉચાટ. કૃપા૦

ભાવતું જે ગોવાળનું ભાતું,
સુંદરીને સમાજ રે;
ગીરધારી બધું ભૂલિ ગયા તમે,
મોટપમાં મહારાજ. કૃપા૦

કાંધ ધરી હરી કાંમળી કાળી,
વાંસળીમાં ગાજો ગાન રે;
દાસીયુંને દીદાર દેવા પાછી,
ભેટ બાંધો ભગવાન. કૃપા૦

કાગ હવે કંઠ પ્રાણ છે વા'લા,
મે'ર કરો ને મુરાર રે;
અબળાની હરી અરજ સુણી,
આંયાં આવી જાજો એકવાર. કૃપા૦

## ચીર જોંટાશે

રાહ ઉપરનો.

પંચાળી દીન પોકારે,
　　વેલાસર પોગજો વા'રે;
તેથી વા'લા જીવડો ત્રાસે,
　　જીવન મારાં ચીર ઝોંટાશે. ટેક૦

સત્યને બંધને પાંડવ બાંધ્યા,
　　આંયાં બેઠા પતિ આજરે;
ભીષમ જેવા ભાળતાં સોરી,
　　લાલજી જાશે લાજ. પંચાળી૦

દુરજોધને આગના દીધી,
　　થીર હૈયું નવ થાયરે;
આઘડિયે પ્રભુ ચીર અમારાં,
　　ઝોંટશે જાદવરાય. પંચાળી૦

રૂઠો દુશાશન રોળશે વા'લા,
　　દ્રુપતીનેં ધરારરે;
અમ તણું મારા આતમા આમાં,
　　કોઈ નથી કીરતાર. પંચાળી૦

આ વખતે ઉંચો આભ છે વા'લા,
　　ધર નીચી ગીરધારરે;
દ્વારકાંથી તમે દ્રોડજો મારા,
　　અબળાના આધાર. પંચાળી૦

ધાહ સુણી હરી દ્રુપતીજીની,
　　આપીયા ચીર અનેકરે;
કાનજી કાળા કાગ તણી એમ,
　　ત્રીકમા રાખ્યે ટેક. પંચાળી૦

 

# સાંભર્યાં

સંવત ૧૯૯૦ ના ફાગણ માસમાં હું મુંબઈ ગયો ત્યારે મહુવાથી આગબોટમાં બેઠો હતો. તે મહુવાના બંદરથી દીવ સુધીના દરિયા કાંઠાનાં જૂનાં સ્થળોનું આ વર્ણન છે.

બંદરેથી આગબોટ ચાલે છે. કતપુર (કુંદનપુર) પાછળ રહે છે. પટવા અને ખેરાના દરિયામાં 'ધ્રમણું' નામે એક ખડક ઉભેલ છે ત્યાં ખોડીઆરનું સ્થાનક છે.

× × ×

ત્યાર પછી ચાંચ આવે છે. તેને જોઇ ચાંચીયા યાદ આવે છે. ચાંચ અને શીઆળબેટ વચેના બારામાંથી ઉત્તરમાં પીપાવાવનું મંદિર દેખાય છે. તે જોઇ આઠસો વરસ અગાઉ થઇ ગયેલ ગાગરનગઢનો રાજા પીપોભગત સાંભરે છે.

પીપાભગતને ઘણી રાણીઓ હતી. પણ તે વૈરાગી બની, જ્યારે રાજપાટ છોડે છે ત્યારે ફક્ત એક અણમાનેતી સીતારાણી વેરાગણ બની, પતિની પાછળ ચાલી નીકળે છે. દ્વારકાની જાત્રા કરી તેઓ પીપાવાવ આવીને રહે છે. એક દિવસ ઘણા સાધુ આવી ચડે છે. અનાજ નથી. પડખેના ઝોલાપુર ગામે સીતામાતા વાણિયાને ત્યાં અનાજ લેવા જાય છે.

"રાતે પાછું આવવું." એવી શરતે વાણિયો અનાજ આપે છે. ચોમાસાની રાત છે, વરસાદ વરસે છે. એટલે પીપોભગત પોતાના કાંધ પર બેસારી સીતા માતાને ઝોલાપુર લઈ જાય છે તે જોઇ વાણિયાને વૈરાગ થાય છે.

બીજો હૈયે ચડે છે, ગીગારામ મહંત. તે હાલના મહંત રામદાસના ગુરૂ થાય. તે પુરૂષાર્થવાદી બાવે તો ઠેઠ કાશીથી પગ રસ્તે ચાલીને ગંગાજળની કાવડ લાવી પોતાના ગુરૂને નવરાવ્યા હતા.

પીપાવાવ જોઈ રામદાસ પણ કેમ ન સાંભરે? એ તો રાત અને દિવસનો રળનાર છે. ચોવીસે કલાક તનતોડ મહેનત કરી અને એ બાવો બટકું રોટલો ખાય છે.

એની આજીવિકા માગવા પર નથી. પણ બળદોના કાંધ પર છે. કાઠિયાવાડના દેશી બળદોનો નમુનો એને ત્યાં છે. ખેતી કેમ થાય એ જોવું હોય તેણે ત્યાં જવું. એ કેમ યાદ આવે નહિ?

× × ×

ચાંચ અને શીઆળબેટ વચ્ચે ભેંસલા નામે એક ખડક છે. ત્યાં ભાવનગર જુનાગઢ અને જંજીરાની દરી-આઇ હદનો શીમાડો છે. શીઆળ બેટ જોતાં તો સગા-ળશા શેઠનો ગોઝારો ખાંડણીઓ સાંભર્યો. માણસનું

માંસ ખાનાર એ અઘોરીના કુડાપંથ અને પુત્રનું માથું સાંબેલે ખાંડતી ખાંડતી હાલરડાં ગાતી ચંગાવતી સાંભરી. ઇશ્વર પોતાનાં માનવીની એવી પરીક્ષા લેતો હશે ?

× × ×

શીઆળબેટથી એક માઇલ ઉત્તર દિશા તરફ દરીયા કાંઠે ચાંચુડા મહાદેવનું એક જીર્ણ દેવળ જોયું. ત્યાં તો એક દુહો હૈયે ચડ્યો.

"ચાંચુડે ચડવા જાય, પંડડ્યું પોત્યું કરે."
બેટના બારા માંય, મોતી ડુબ્યું મોરણી.

શીઆળ બેટની કોઇ મોરણી નામની કોળણ બે તુંબડાંથી દરીઓ તરી ચાંચુડે ભભુતીયા બાવા પાસે રાતે રાતે જતી હતી.

આ વાતની તેની સાસુને ખબર પડે છે. તુંબડાંને ઠેકાણે માટીના બે ભાલીયા ગોઠવી દે છે.

શાંત અજવાળી રાતમાં મધદરિયે જતાં તે ભાલીયા ગળી જાય છે મરતાં મરતાં મોરણી લાંબે સાદે એક દુહો બોલી.

"ભાંગી પ્રોળ ભભુતીયા પાટણ પલટાંણાં."
આતમને ઉઠાંતરી થઇ થિર નઇ થાંણાં.

એ ભાંગ્યો તૂટ્યો સાદ સાંભળતાં જ બાવો દરિયામાં ત્રાટક્યો. મહાસાગરની શાંત લહેર વાટે એ પ્રેમી જીવ હાથ આંકડા ભીડી સ્વરગાપરને રસ્તે ચાલ્યાં ગયાં.

× × ×

આગબોટ તો પહોંચી વરાહ સ્વરૂપ પાસે. દરિયા કાંઠે એ ઘણું જૂનું મંદિર છે. જાફરાબાદ આવ્યું, ઉત્તરમાં બાબરીઆવાડ ઉપર થઇ અને નજર પોગી ઠેઠ નાંદીવેલે ડુંગરે.

તુરત જ રાણો રબારી અને દુઃખની દાઝેલ કુંવર સાંભરી. એક બીજાંને મનથી વરી ચુકેલ. પણ રૂઢી બંધનથી બેઉ આખો અવતાર જુદાં જ રહ્યાં. એક બીજાને મળવાની તરસ સોતાં બેઉ આશા ભર્યાં જ મરી ગયાં. જુવો એનો સાક્ષી. આ રહ્યો દુહો.

"સાણે વીજું સાટકે, નાંદીવેલે નેસ."
કુંવર બચ્ચું કૂંઝનું બેઠી બાળે વેષ–૧

× × ×

બીજા બધા સ્થળોનો એકાદ પ્રસંગ સાંભર્યો. પણ ગીર તો મારી બાળ સંગાતણ. મને તો એના ડુંગરે ડુંગર નાળે નાળાં અને ઝાડવે ઝાડવાં સાંભર્યાં.

જંગલનાં એ ભોળુડાં માનવીનો સે'માન પ્રત્યેનો ભાવ. સોરઠની પરોણા ચાકરીનું કંઇક અવશેષ એ તપસ્વીઓને ઝુંપડે રહ્યું છે.

એકનું બે ન જાણે એવાં એ માલધારીની સાથે લેણદેણ કરવાવાળા અને જીવતાં માનવીનું લોહી પીનારા "ખાટકી" જેવા ગીરના વેપારીઓ સાંભર્યાં.

× × ×

ચોમાસાની ગીરની કાળી રાતે હાથીની સુંઢધારે વરસાદ વરસી રહ્યો હોય. ઝૂંપડાની પાછળ સાવજો હુંકી રહ્યા હોય. એમાં ભેંસોને દોનારી સેં નજરો નજર જોયેલ એ પહાડ કન્યાઓ, સંને કેમ ન સાંભરે ?

× × ×

એ ગીરના માલધારીઓનાં બધાં દુઃખ લખું તો આખી ચોપડી થાય. એને ત્રણે રૂતુ સરખી દુઃખદાયક.

ગાભણીના ગાભ નીકળી જાય એવી "રાવલ" "ઘોડાવડી" "મછુંદ્રી" "શીંગવડો" "હેરણ" "જમરી" વગેરે નદીઓની બસો બસો હાથ ભીંત જેવી ભેખડોને આરે પાણી ભરી ભરી એનાં ઢોરોને એ ઘેર પાણી પાય. એવા એનાં દૂધ ઘણાં જ મોંઘા છે.

એ જ દૂધનાં પીનારાં તથા માખણનાં ખાનારાં ગીર સિપાઇઓનાં ઘોડાં એ મારાથી કેમ ભૂલાય.

× × ×

રાવલ જમરી અને ઝેરકોચરી. નદીથી વીંટાયેલ; સરખા કાળા પાણાનો બનેલ સુરનળા જેવી તળીયાં ફૂટેલ નદીને પડખે ઉભેલ, વસમી ધરામાં સતનાં બહારવટાં ખેડનાર વેજાજીનો બાંધેલ વેજલકોઠો સાંભર્યા વિના કેમ રહે ?

× × ×

કાંડાં કરડાવીને ઉજેરેલ પોતાની વોડકીને પાંચ સાવજ મળી મારી નાખે, એ હીરબાઇ ચારણ્ય કેમ

સાંખી શકે. હાથમાં એક ગોબું લઇ પાંચે સાવજોને પોતાની વોડકી પરથી ખસેડી મૂકે ત્યારે સાવજને કાંઇ ઓછું વસમું લાગતું હશે ? પણ સતવાદી ચારણકન્યાની હીંમત સામે વનરાજો પોતાનું મારેલ ખાજ મેલી દઇ ચાલતા થઇ જાય. એ મને સાંભર્યા વિના કેમ રહે ?

× × ×

એ ગીરમાં જ્યારે શીતળા આવે ત્યારે તો ત્યાં ઉભું પણ ન રહેવાય. પાંચ હોય તેની પાંચ, અને સો હોય તેની સો ભેંશો અને ગાયો ઝોકમાં ને ઝોકમાં મરેલ અને અધમુઇ પડી હોય. એટલાં બધાં ઢોરોને આઘે કોણ લઇ જાય. માલધારી બિચારા તે જ વિહાણે મોઢે આશાભંગ થઇ ગાંડા જેવા થઇ ગયા હોય. પણ આગળ ગણી લીધેલ ઢોરોની મસવાડી તો આપવી જ જોઇએનાં. “ મુવાંની પણ મસવાડી. ”

× × ×

હું તો આખી ગીર ને પાંદડે પાંદડે ફર્યો છું, રાત દિવસ હું તો પહાડી જીવડો છું, શહેરી નથી.

હાથે હાથ ન સૂઝે એવી રાત મળી હોય, ડુંગરને ગાળેગાળેથી મેઘ મહારાજનાં નીર ફીકીયારા કરતાં ખળકતાં હોય. ક્યારેક ક્યારેક વીજળી ઉંધે માથે પહાડો પર પછડાતી હોય નદીઓએ મરજાદા મેલી હોય. બેઉ કાંઠે કોગળા નાખતાં ડો’ળાં પાણી ઘુઘવતાં હોય. પડછંદ અવાજે આભ ગાજતો હોય.

પોતાના જીવથી પોતે બીએ એવી રીતે મને બહાર ફરવાના કોડ થતાં 'લખી' નામની મારી ઘોડીને તૈયાર કરી સ્વાર થઇ એ નદીઓમાંથી સામે કાંઠે કાઢતો. એ મારા નાની અવસ્થાના દિવસો મને સાંભર્યા વિના કેમ રહે?

× × × ×

આગબોટે જાફરાબાદ છોડયું. નવું બંદર આવ્યું. ત્યાં તો બે સુમાર માછીઓનાં હોડાં જોયાં. ગીરનું બધું ઘી આ બંદરેથી સામે કાંઠે ચડે છે. સોરઠમાં કોઇ બાકી રહેતું હશે?

દીવ આવ્યું. જાલંધરની નગરી અને જૂનું સ્થળ આસે વાતું કરતું ફીરંગીની દેવી ચાંપલનું જોવા લાયક દેવળ દરીઆમાંથી દેખાય છે. અહીંજ સૂરજ આથમી ગયો.

× + ×

દરીઆનાં પાણીને વહેરવા માંડયાં. અંધારાં વહેરીને સૂરજ ઉગ્યો. પાણી વહેરીને આગબોટ મુંબઇ પહોંચી.

એ તો મહા માયા મમ્માદેવીનાં રાજ. જીવતી જાગતી નગરી. પાણીનાં એણે ચીર પહેર્યાં છે અને કોરમાં શીવાજીના ડુંગરાઓની હારમાળા ગુંથી છે

× + × +

# સાંભર્યાં

આવ્યા આવ્યા અમે મધુપુરીને તીર જો,
નાવડલી ડોલે રે આરા એના આકરા;
બેઠા બેઠા અમે બોટુંની મોઝારજો,
ધણધણતી હાલી રે પાણીડાંને ખાંપતી. ૧

પાછાં મેલ્યાં અમે કુંદનપુરનાં ઝાડ જો,
ખોડીઆરનાં ધ્રમણાં રે અમે ઓલાંઘીયા;
જોયું જોયું કાંઇ જુગનું જુનેરૂં ચાંચ જો,
દરીયાના સાવજ ચાંચુડા મુંને સાંભર્યાં. ૨

ન્યાળ્યાં છેડેથી રણછોડજીનાં ધામ જો,
ગાગરનગઢનો રાજા પીપો મુંને સાંભર્યો;
રાજ છોડીને એણે લીધા વેરાગીના વેષ જો,
માનેતીયું બેઠીયું રે ઉંચા એના મ્હેલમાં. ૩

સાંભર્યાં સાંભર્યાં પર પોશ્યાના નાચ જો,
દેયુંનો માગનારો વાણીડો મુંને સાંભર્યો.
અણમાનેતીના સાંભર્યા ભગવા વેષજો,
સંસારની સળગેલી સીતા મુંને સાંભરી. ૪

સાંભરી સાંભરી ગિગા બાવાજીની ખેપ જો,
કાશીનીં લાવેલી કાવડ એની સાંભરી;
હૈડે આવી મને રામદાસજીની રીત જો,
તનડાંનીં તોડનારી મેં'નત એંનીં સાંભરી. ૫.

સાંભર્યો સાંભર્યો અનનાં ભૂખ્યાંનેં સાદ જો,
હળના તો હાંકનારા ધોરી ધીંગા સાંભર્યાં;
સાંભરી એની હાડ હોમ્યાની ટેલ જો,
રાત દિ'નો રળનારો બાવલિયો સુંને સાંભર્યો. ૬

પુછ્યું પુછ્યું અમે ભેંસલાને ધરી ભાવ જો,
ઉભો કાં ભેંકારી પાણીડાંમાં એકલો;
તપાસી હું કાંઇ વ્હેંચણુનો દેવ જો,
ત્રણે રાજાને સીમાડે જુવો મારાં બેસણાં. ૭

જોયાં જ્યારેં અમે બેટ શીયાળનાં બાર જો;
ગોઝારો ખાંડણિયો વાંણીડાનો સાંભર્યો,
સાંભર્યા સાંભર્યા કુડા અઘોરીના પંથ જો,
પતીયાનેં પૂજનારો શગાળશા સાંભર્યો. ૮

સાંભર્યો સાંભર્યો કુણો વાણીડાનો બાળ જો,
માથાંનો દેનારો ચેલૈયો સુનેં સાંભર્યો;

સગાળશાએ વેચ્યો નાનેરો બાળ જો,
ખાંડણીએ ખાંડનારી જનેતા એની સાંભરી. ૯

ક્યાંથી આવ્યાં હશે હાલડાનાં એનેં હેતજો;
હૈડાનાં આંસુડાં કીયાં હશે રોકતી,
લેતી માથડલામાં સાંબેલાના તાલ જો;
હાલરડાં ગાનારી ચંગાવતી સાંભરી. ૧૦

નિરખ્યો કાંઠડે શંકર ચાંચુડાનો વાસ જો,
ભલુતીઓ બાવોરે પ્રેમીં મુંને સાંભર્યાં;
સાંભરી સાંભરી તુંબડાંની તરનારી જો,
છેતરનારી વેરણ સાસુડી મુને સાંભરી. ૧૧

મધ સાગરીએ ગળીયાં માટીનાં તૂંબં જો,
બુડતીનાં તેડાં રે ભલુતીએ સાંભળ્યાં;
કુદ્યો પાણીડામાં સોરણીનેં મળવા કાજ જો,
સરધા પરનાં સાથી બેઉ મનેં સાંભર્યાં. ૧૨

આઘેરી સેલી અમે ભાવેણાની લોમ જો,
દરીયાની તરનારી આથમણી ઉપડી;
પડીયા કાંઠડે વરાહરૂપને પાયેં જો,
ધોળુડી ધજા રે ફરકે ઉંચી આભમાં. ૧૩

જોયાં જોયાં જાફ્રાબાદનાં ઝાડ જો,
બારેથી નીરખી રે બાબરીઆવાડને;
દખણે નિરખ્યા અણુગળ પાણીડાંના ઓઘજો,
ઉત્તરમાં ન્યાળ્યો રે નાંદીવેલો ડુંગરો. ૧૪

સાંભર્યો સાંભર્યો રાણા રબારીનો નેસ જો,
દુખડાંની દાઝેલી કુંવર સુને સાંભરી;
હૈડે આવ્યાં ગીર માતા કેરાં હેત જો,
સોળુડાં સાનવી રે ડુંગરડાનાં સાંભર્યાં. ૧૫

સાંભર્યાં સાંભર્યાં મેમાનુંનાં સાંન જો,
અધકેરા સાંભર્યાં રે વેપારી એના ખાટકી;
સાંભરી આજ મને કાળી ચોમાસાની રાત્યું જો,
મેવલીયા વરસે રે મૂશળધારના રે. ૧૬

ધ્રુજે થરથર ડુંગરડાનાં યે હાડ જો,
એમાં! ભેંસુને દોનારી બેનું સુને સાંભરી;
સાંભર્યાં સાંભર્યાં ગીર સીપાયોનો ત્રાસ જો,
દુધડીઆં પીનારાં ઘોડાં એનાં સાંભર્યાં. ૧૭

સાંભરી સાંભરી વેજલ કોઠાની વસસાંણ જો,
સાવજને ચારણ્યનાં ધીંગાણાં સુને સાંભરયાં;

સાંભર્યાં સાંભર્યાં શીતળા કેરા કોપ જો,
સુવાંની મસવાડી જૂનાણાની સાંભરી. ૧૮

જોયેલાં જોયેલાં વમ્મર ભેંકારી ઘોર જો,
એકલડો ડુંગરડે ડુંગરડે હું આથડયો;
ઉંચી અટારીએ આભને ખોળલે બેસી જો,
એકાંતે રહી નેં રે હરીનેં આરાધતો. ૧૯

ઘુઘવે ઘુઘવે રાવલ નદીનાં પૂર જો,
વીજળીયું ચમકેરે તુટે આખાં વાદળાં,
ખળકે ખળકે ગાળે ગાળેથી નીર જો,
ઉતરતાં ના પાડે માનવનો આતમો. ૨૦

એવી રાત્યુંમાં મને ફરવા થાય ઘણા કોડ જો,
ઘોડલડી પલાણું "લખી" મોરી રોજડી;
એનેં ઉતારૂં હું ઘેલી નદીયુંને પાર જો,
નાનપણના દનડા એ મારા મુનેં સાંભર્યાં. ૨૧

નવા બંદરમાં જોયાં ઝાઝેરાં જા'જ જો,
માછલાંના મારનારા સાછી સામાં દેશના;
હોડાં ભરીનેં કાંઇ પરદેશ જાવાને કાજ જો,
ઘી વડીયાં ચડીયાં ઝાઝાં વા'લી ગીરનાં. ૨૨

ભાણુ આથમતે જોયું દીવ દરિયાવ જો,
ચાંપલનું દેવળ વાદળમાં વાતું કરે;
મધ સાગરમાં લીધી મુંબઈની વાટ જો,
આભેથી અંધારાં કાળાં કાળાં ઉતર્યાં. ૨૩

વે'રવા વે'રવા કાળાં અંધારાંના ઓઘનો,
રથડીઓ ખેડ્યો રે હશે ધોળે સુરજે;
કોણે તે ઘડીઆં જળનાં વે'રણહાર જો,
રાત્યુંની ઉપડી રે પાણીડાંને વે'રતી. ૨૪

બોલે બોલે કાંઇ લોઢ બીયામણા બોલ જો,
ધણકારા બોલે રે બીજા એના શ્વાસના;
એવે અંધારે અમે ભુલ્યા દરયુંનાં ભાન જો,
ચાંદરડાંની આંખ્યે રે મુંબઇને હશે ભાળતી. ૨૫

વે'રી રચો જ્યારે અંધારાં સુરજ ભાણ જો,
અગનીને રથડે રે દરિયો આખો વે'રીયો;
જોયાં જોયાં અમે સંમાદેવીના રાજ જો,
આવકારાં દેતીયું રે જાણી દીવાદાંડીયું. ૨૬

ખોળલે ખેલે ઘણાં નાનેરા મોટેરાં બાળ જો,
આવંતાં જાતાં રે ધોળાં ધોળાં દીસતાં;

ખોળલે એને દેશ વીદેશીનેં માગ જો,
આગ્યુંનાં ખાનારાં એને ખોળે હુકમે. ૨૭

એના ગૌરવનાં કરતા મીનારા ગાન જો,
જાગંતી નગરીએં ખોળા જાણી પાથર્યા;
પે'ર્યાં પે'ર્યાં કાંઇ પાણીડાં કેરા ચીર જો,
કોરૂંમાં સીવ્યા રે શીવાજીના ડુંગરા. ૨૮



# દશાવતાર

## દોહા

પૂરણ બ્રહ્મ કરશન [1]પણાં, [2]અવ્યાં કૃષ્ન આધાર;
કામપૂરણ કરશન સદા, શામ કૃષ્ન વરસાર. ૧

કૃષ્ન કૃષ્ન કે'તાં થકી, ઓધરીયાં અણપાર;
તો ખોટી બાજી તજો, કૃષ્ન ભજો કિરતાર. ૨

રામ કૃષ્ન ઇક રૂપ છે, જૂદાં જરા ન જાણ;
આપ સતાથી અવતરે, હૈત દહન દહીવાણ. ૩

રૂપ ગહન શક્તી ગહન, ગાવા ગુણ આગાર;
કવી પુરાણે જે કથ્યા, વરણું દશ અવતાર. ૪

## મીન

### છપ્પય

બ્રહ્મ વેદકો હરન, કરન અકરન જગકામં;
દૈત્ય મહા દહીવાણ, સૂર નર ગણે ન શામં.

અધરમ કીન અપાર, નિરંકુશ રહે નિરંતર;
ડરે દેવ નર નાગ, કોટિ વિધિ કરત કુસંતર.

---

૧ વખાણું-કહું ૨ પૃથ્વી.

કાગ કહત સુર રાવ સુણિ,
મીન રૂપ આપે થિયા;
શંખાસુર સંઘારિ તેં,
બ્રહ્મ વેદ પાછા લિયા. ૧

## કમઠ

દૂન વખત દહીવાણુ, દેવને દૈત બુલાયા;
બહતર કોટિ અસૂર, ક્રોડ તેત્રીશે આયા.
મથ્યો સિંધુ મહારાજ, કાજ દેવનકા કરિયા;
ચૌદ રતન દધિલીધ, જેમ ઓપે ઇમ ધરિયા.

કાગ કહત જય નાથ જય,
હરન દુઃખ જય જય હરી;
સિંધુ મથ્યો અશરા શરણુ,
કમઠ રૂપ ધારણ કરી. ૨

## વારાહ

ત્રતિય વખ્ત ત્રણરાવ, દૈત જાગ્યો વિકરાલં;
ડરહિં ન અડરન દૈત્ય, કોપ સુર કંપ કરાલં.
ધરા લહી અધરાન, જાત પાતાળ ઝપાટે;
તેહી જાણિ સુર નાગ, મનુજ ભયભીત સપાટે.

ક્રોધ રૂપ વારાહકો,
હીરણાક્ષ ઢાહન કરી;
કાગ કહત વારાહ જય,
ધરા નાથ દંતે ધરી. ૩

## નૃસિંહ

ચારી વર્ષ ધર શામ, દૈત હિરણાકંશ જગ્યો;
મહાપાપ ધર માંડ, થંભ ધર થડકન લગ્યો.
ફ્રડક ભાણ ફ્રણ ધાર, ધડક દેવન મન ધારે;
ધરણિ ભાર સર ધડક, પાહિ મુખ નાથ પુકારે.

'કાગ' કનકકશિપુ હણ્યો,
ધોમ ક્રોધ આપેં ધરી;
કીન વાર પ્રહ્લાદકી,
નૃસિંઘ રૂપ જય નરહરી. ૪

## વામન

પંચ વર્ષ પર જ્ઞાન [૧]રિયણ પ્રગટ્યો બળરાજં;
યજ્ઞ નવાણું કીન, સોહ ઈંદ્રન સમ સાજં.

---

૧ પૃથ્વી.

દેખ ડર્યા મન દેવ, રાજ સુરપતકો લીજે;
વિયાકૂળ વીબૂધ, દયા કર ધીરજ દીજે.

'કાગ' કહત બળ છળનકોં,
લઘૂ રૂપ નાથેં ધર્યો;
વામનસેં વૈરાટ હુઈ,
ભુવન તીન ત્રયપદ ભર્યો. ૫

## પરશુરામ

છઠે વખ્ત સુરરાય, આપ ધાર્યો અવતારં;
જમદગ્ની હો તાત, માત રેણૂકા ધારં.

કામધેનુ હિતકાર, દેવ હિતકાર દયાળં;
પરશુરામ પરમેશ, રોષ જ્વાળા વિકરાળં.

ઈકવીશવાર નક્ષત્રિ અર્યાં,
ઘોમ પરશુ કર ધાર તેં;
'કાગ' કહત પરશૂધરન,
ઊતાર્યો ભૂ ભાર તેં. ૬

## રામ

સપ્ત વખ્ત સૂરેશ, દૈત્ય લંકાપતિ રાવન;
ડરે શેષ દિગપાળ, પુત્ર, સહ ઈંદ્ર નસાવન.

ધરર કચ્છ ધર થંભ, ધીર બ્રહ્માદિ ન ધારે;
ધરણિ ભાર સર ધ્રૂજિ, પાહિ મુખ રામ પુકારે.

'કાગ' કહત ધર રાવ સુણિ,
રામ રૂપ આપેં ધર્યો;
સિયા હરણ દશ શીશ કો,
વંશ નાશ રણમાં કર્યો. ૭

### કૃષ્ણ

અષ્ટ વખ્ત અવિનાશ, કંસધર હુવો કરાલં;
દૈત ઘણા વિકરાળ, કામધેનૂ જન કાલં.

હુવો મહા ભૂભાર, કહે ધર ત્રાહિ અપારં;
સકળ નિવારણ પાપ, કૃષ્ન રૂપેં કિરતારં.

કંસ આદિ રાક્ષસ હણ્યા,
અવનિ શાંત હો ઇશ્વરા;
'કાગ' કહત હરિ કૃષ્ણ તેં,
ધર્મ વેદ સ્થાપ્યો ધરા. ૮

### બુદ્ધ

નવહિં વખ્ત નારાણ, જૂગ કળિ ધર પર જામ્યો;
ચાર ધર્મનો નાશ, વેદ મારગ પણ વામ્યો.

ભણ્યા શૂદ્ર તે વેદ, બ્રહ્મ વેદ જ નહ જાણે;
ક્ષત્રિ ધરમને છાંડ, પંથ અવળા બહુ તાણે.

પાપ રૂપ પરજા બની,
કમઠ શેષ દિગ કણકણ્યા;
ધરી સમાધી ધ્યાન નેં,
બુદ્ધ રૂપ આપે બણ્યા. ૯

## નિલકંઠ

દશમ બખ્ત હે દેવ, રૂપ નિકલંકી ધારો;
પાપ વૃંદ ઊથાપિ, ધરાનો ભાર ઊતારો.

એક એક તુંહિ એક, એક હો દીનદયાળઁ;
આપ કૃપાના ધામ, અસુર ઉપર વિકરાળં.

દશ રૂપ ભૂપ ત્રય ભુવન કે,
ધામ પરમ કાને ધરો;
કૃષ્ન બ્રહ્મ નિકલંક જય,
'કાગ' શીષ કરૂણા કરો. ૧૦

 

## રણછોડજીની સ્તુતિ (પીપાવાવ)

### દોહા

જયજય નાથ જદૂપતી, જય સુખ આઠે જામ;
જય મહિમંડન જરપતી, કૃષ્ન પુરણ જય કામ. ૧

એક એક તુંહી એક છો, એક એક અવિનાશ;
એક તુંહી આશા પરે, પૂર્ણ એક પરકાશ. ૨

રામ રમાપતી રામ તૂં, શ્રીપતી વ્રહપતિ શામ;
કૃષ્ન પુરણ કમળાપતી, ધરપતિ જય સુખધામ. ૩

દ્વારાપતિ દામોદરા, [૧]નાકપતી નારાણ;
ગોપતિ જય ગોવિંદ તૂં, પતિ રાધે પરવાણ. ૪

સુરપતિ જનપતિ શ્રીપતી, નરપતિ જય મમનાથ;
'ઠાગ'પતી હરી કૃષ્ન તૂં, [૨]રિયણપતી સમરાથ. ૫

### છંદ ભુજંગી

નરાં નાથ સમ્રાથ નાગાથ નાથં,
અરૂપં અરેખં અલેખં અગાથં;
જનં રક્ષ તૂં ભક્ષ આસૂર જાનં,
અમાનં તુંહી એક જે હો અગાનં. ૧

---

૧ સ્વર્ગપતિ ૨ પૃથ્વીપતિ

બ્રહ્માજં પલં એક કોટી બ્રહ્માંડં,
ખટંવાન ધારં પલં ખંડ ખંડં;
ધરાખંડ બ્રહ્માંડ સી રોમ ધારં,
અવીનાશ તું રૂપ જે હો અપારં. ૨

તુઁહી ધારનં અંડ માયા ત્રિગૂણં,
અને એક તું રૂપ આપેં અગૂણં;
[1]સવાં રૂપ આતં નહીં પાર શામં,
ધનં તુંહિ તું એક જે સૂખ ધામં. ૩

ગિરા વેદ વિશાલ ભૂજંગ ગાવં,
પરં નામ તું રૂપ પારં નપાવં;
મતી મંદ મેં તો અતીનાથ મોહં,
[2]સવાં એક જીહ્વા કિહીં આત છોહં. ૪

દયા કંદ મૂકુંદ આનંદ દેવં,
સદાનંદ શ્રીવંદ તું પાવ સેવં;
જપે શીવ બ્રહ્મા તુહીં એક જાપં,
અકાલં ગતી નાથ વીશાલ આપં. ૫

જરં તારનં વારનં મોહ જાળં,
ક્રૂહં કાળ ભેકારનં તુંહિ ક્રાળં;

૧ વર્ણન કરવું; ૨ છેડો પાર





દયા સાગરં નાગરં રૂપ દીવ્યં,
સદા સાગરં તારનં પાવ સેવ્યં. ૬

ગરૂડેશ ગોપેશ ગોવિંદ ગેશં,
મહી ઈશ રાધેશ નાથં મહેશં;
અરેશં અદેશં નમામી અશેષં,
વિરંચેશ વીશેષ જેહો અવેશં. ૭

ધરા મંડનં ખંડનં તૂં ધરેશં,
સહં પાલનં ઢાલનં તૂં વશેશં;
દયાધામ તૂં રામ તૂંહી અડોલં,
તવાં નાથ જે નાથ જે તૂં અતોલં. ૮

હરી જે મહારાજ તૂં દુઃખ હારં,
ધરા કોટ બ્રહ્માંડ તૂં રોમ ધારં;
મહારાજ તૂં કાળ વિકાળ મારં,
કરાલં તુહીં જ્વાળ કાહ્નન કારં. ૯

ભયંકાર નેત્રં સહં લોક ભાળં,
વિયાકૂળ દૈત્યં નમામી વિશાળં;
સદા સૂખ આગાર જેહો નૃસીંહં,
દયા મૂળના શૂળ તૂં રૂપ દીહં. ૧૦

મહેશં સુનેશં મુનીંદ્રા હિ વંદં,
કૃપા નાથ જે તૂંહિ આનંદ કંદં;
તુંહી એક નાથં અનંતં ત્રિધામં,
રમેશં જનંપાલ જે કૃષ્ન રામં. ૧૧

ગરૂડા રુઢં ગોવરં ગૂઢ જ્ઞાનં,
ભવં પાલ જે તેજ કોટાન ભાનં;
ખટારી ખગેશેશ જેહા ખરારં,
દયા કંદ દ્રીવંદ નાથં દુખારં. ૧૨

ઋષીકેશ રામં રણૅછોડરાયૅં,
મધૂરાર મૂરાર જે પાર માયં;
હયગ્રીવ હોમેશ જે કલેશ હારં,
અસૂરાર એકં અનંતં અપારં. ૧૩

[3]પણાં પદ્મ નાભં પ્રભુ સૂર પાલં,
વિયાકૂળ દૈત્યં નમામી વિશાલં;
વદે દાસ તૂં વીનતી સૂણ વાલા,
નથી કેમ જોતો કૃપા નેણ લાલા. ૧૪

અજાણે કરે બાળ વાંકં અપારે,
મહારાજ પીતા કદી નાંહિ મારે;

---

૩ વખાણું.

તવાં નાથ હે ક્રોધ થોડોક તારો,
અમારો નહીં ક્યાંય બાપૂ ઉગારો. ૧૫

મતી છોટ માતા શિશૂને જ મારે,
અહો નાથ બીજૂં કિયાંથી ઉગારે;
તવાં તાત મેં તો ગ્રહ્યો પાવ તારો,
મહારાજ રાખો ચહે આપ મારો. ૧૬

ધરાનાથ મેં નાથ તૂંને જ ધાર્યો,
અવીનાશ તું સાથ રાખ્યે અમારો;
ધરેશંધનં ઓર બીચાર ધારૂં,
હરી તોય ના વીસરૂં નામ તારૂં. ૧૭

કર્યા દોષ ક્રીપાલ જાતા કરીને,
ઘણા હેતથી હામ વાલા ધરીને;
ધરો કાન આ વીનતી રે'મ ધારી,
ભણાં નાથ અંતે મહા બીક ભારી. ૧૮

હ્રદાં જોરહીં કાળ માથે હડેડે,
કરાલં અવાજે ત્રિલોકં કડેડે;
ગણંદેવ ધ્રૂજે મહા ચક્ર સાજે,
ઘૂમે ઘોર બ્રહ્માંડ ગાજે અવાજે. ૧૯

મહાકાળ તે દંડને હાથ ધારે,
વદાં તે દને આવજો નાથ વારે;
દહે જીવને ગોપડં ફાટ ડંકો,
વગાડે દુદુંભી જહાં કાળ બંકો. ૨૦

બચે ના કહૂં નામ તેને જ બારા,
મહારાજ તેને ગહો નાથ મારા;
સહૂ જોગિયં સૂર ને સાધ સિદ્ધા,
દિયા રેશ કાળેંય ધ્રૂજાવ દીધા. ૨૧

મહારાજ ના અંતનો શોચ મારે,
તવાં લાજ છે નાથ હાથેં તમારે;
હરી એ સમે દૂત છેટા હટાવો,
મહારાજહીં દેહ દુઃખં મટાવો. ૨૨

જદી કાળની કંઠમાં જાળ જામે,
પડે આતમો તે દનં દુઃખ પામે;
રહીં સાથહીં પ્રાણને કાળ રૂંધે,
જદૂનાથજી મારજો દૂત જુદ્ધે. ૨૩

કરે બાળકં દોષ ના કાન ધારો,
તવાં નાથ મોટો અધીકાર તારો;

[1]અજ્યાં કીન પાળો લયંકાર આપુ,
બહૂ રે'મ રાખો સહૂ શીષ બાપુ. ૨૪

વદે ગૂણ ભૂજંગ વેદં વિશાલં,
તહૂં પાર આવે નહીં ભક્તપાલં;
અહો નાથ હૂઁ માનવી જ્ઞાન ઓછૂં,
પરં રૂપ તૂં ક્યાં થકી નાથ પોં'ચૂં. ૨૫

અજ્યાં લોકનો ગાન ધારી અભાગે,
અહંકારથી ગાય જો ઇંદ્ર આગે;
કહો તાત એ તો અભિમાન કેવું,
અરે નાથ કે'વું અમારૂઁ જ એવું. ૨૬

[1]પણાં છંદ ભૂજંગ નાથં સુંપાસં,
વદે હેતથી જે હયે તૂંજ વાસં;
કહે 'કાગ' જે વીનતી હું કરૂં છું,
ધરા નાથ આ છંદ પાવેં ધરૂં છું. ૨૭

દોહો

ધરૂં છંદ ધરણી ધરં, પદપંકજ પર રૂપ;
રસના રટ રણછોડજી, ભૂમિ કોટિ જય ભૂપ. ૧

 

૧ પૃથ્વી     ૨ કહું છું

# હાયરે હાય પુકારત

## દોહા

જુવતી નિજ જૂગારમાં, હાર્યા પુર હસ્તેશ;
પાંડવ પ્રભૂ પુકારતા, બેઠા સભા બંધેશ. ૧

દુરયોધન મન દુષ્ટ મતી, હુકમ દિયો હરખાય;
[1]ધણુ પાંડવરી દ્રૂપતી, અણુલજ લાવો આંય. ૨

સાંભળતાં જ દુશાશને, મન આનંદ ન માય;
પગ થરથરતી પંચાળિને, લાજ વિહિન તહંલાય. ૩

પાંડવ સનમુખ પેખિકે, સતી ચીત સકુચાય;
ચીર ખેંચવા ચોંપથી, દિયો હુકમ દુરરાય. ૪

ઉઠ્યો તતક્ષણુ અણુસમે, ખો'ફ નહીં કર ખાગ;
પકડિ ભુજા પંચાળિની, દુઃશાશન દુરભાગ. ૫

અકળાણી વનિતા અતી, થીર હૃદય નહિ થાત,
પાશ પડી પારાધિ ને, હરણિ જેમ હહરાત. ૬

એવે સમે ઉતાવળેં, બિલખિ બદન બહુનાર,
કહાં જાઉં કિનકોં કહોં, કરે કવન મમવાર. ૭

---

૧ પતિ

ચડિયા ચિતમાં શામળો, ધરી કાંક મન ધીર;
"ઢીલ કર્યા વણ ધ્રોડજો, વેગેં મારા વીર. ૮

દ્રુપદ ધર્મ ધનૂર ધર, કષ્ટ ન કાપે કોય;
અબળા હું અણવખતમાં, ત્રીકમ શરણે તોય." ૯

હાય હાય કરતી હિયે, ધીર હૃદય નહી ધાર;
કફરિ વખતનો કૃષ્નજી, સુણિયો પરમ પોકાર. ૧૦

## છંદ દુમીલા

પઁહ ચાળિય હાય રે હાય પુકારત, કોયરે આય સહાય કરે.
જીય કોયરે આય સહાય કરે—ટેક.

કફરી વખતેં કર ધારણ તારણ, દુઃખ દધી નિરવારણ તૂં,
ધરવી કયમ ધારણ ભાર ઉતારણ, દૈત મહા રણ મારણ તૂં;
સુર કાજ સઁવારણ સંત ઉધારણ, તૂં ભવ કારણ હેક તરે
પઁહચાળિય. ૧

ભગતાં પખ ભૂધર તોય ધરાધર, વીર વિશંભર વેદ વદે,
પહેંતાળ પયંબર તૂં સજ અંબર, ધાર પિતંબર આવ રૂદે.
અજઅંગ નિલંબર પેલેય નંબર, [2]ધાહ કૃણં ધર ચોંપ ધરે
પઁહચાળિય. ૨

---

૧ ખરાબ. ૨ પોકાર.

વણુસે ઝટ કાજ સુણો નહિ વીઠલ, લાજ સભામહ લૂંટત હે,
વટ જાત અણીતટ હું તુંય દોવટ, જોર કરી પટ ઝોંટત હે;
સુણિયો ઘટ સંકટ છે હરિ છેવટ, છેવટ જીવ તુહીં સુમરે.
પઁહચાળિય. ૩

હત લાજ સુયોધન હાક કરે, મન નાહિ ડરે કૃત મૂઢમતી,
દુહશાસન દુકૃત તાકત હે લત, તે હૃદયં નહિ ત્રાસ રતી.
સુઁહઝાણિય મૂંમત ભાઈ અણીભંત, વીગત ચીત ગયું વિસરે
પઁહચાળિય. ૪

ફુહરાય કે સંકટ આલ ફટ્યો, તનથી ન તુટ્યો વિશવાસ તુહીં,
ભટકયો નહિ જીવ તુંહી ભગિની, મન માંય રટ્યો પરતીત સુહીં;
પલટ્યો દિન પાંડવરો પરભૂ પણ, તૂં પલટયે કયમ નાથ તરે
પઁહચાળિય ૫

અણુપારહિ સંકટ આ વખતેંય, સુણો ન પુકાર હે શામળિયા
મનધાર ન વાર હવે ગિરધારણ, બાંય સું ઝાલ હરી બળિયા
અવડી કર વાર નોધાર આધાર ગોવિંદ ગિયો કયાંય
ગામતરે પઁહચાળિય. ૬

મરદાંય સુછાળ ધોળા સુખ વાળ, આ ભીષમ ભાળ જરાનલિયે
અરિયાનોય કાળ જે દ્રોણ દાંઢળહિ બાળ એ અંધતણાથીબિયે

પકઠ્યા શિરવાળ દેખોને દયાળ હવે લે સંભાળ અમારિ હરિ
પઁહચાળિય ૭

સુણતાં યહ [1]ધાહ ધસ્યા ધરણીધર, વારક રે વૅાય વીઠલજી
નવસોનવાણુય પૂર્યાય ને વસ, હાક ઉઠી કૅ હજી છૅ હરી
કરિ દ્રાપદિ વાર છોગાળાયકાળાય, 'કાગ'નિ વાર તું એમ કરે
પઁહચાળિય હાયરૅ હાય પુકારતિ, કોયરે આય સહાય કરે
જીય કોયરે આય સહાય કરે. ૮

છપ્પય

હાયહાય હાહંત, પ્રગટ પંચાળિ પુકારતિ,
થરર ચીત થરથરતિ, હિયે ડરતી મન હારતિ.
ધીર હૃદય નહિ ધરતિ, ભરતિ નિઃશ્વાસ ઉચરતી,
'નંદલાલ' લરથરતિ પાય કાળ જ ફરફરતી;
આહા ઉચાર આનન ભર્યો,
મુરઝી થીર નવ રહિ મતી.
કહે 'કાગ' લાજ રાખન કજૂ,
ધ્રૂજતિ થર થર ભ્રૂપતી ૧

---

૧ પોકાર.

દુષ્ટ સભા દગ દેખિ, અતી અબળા અકળાણી,
જોર પાનિ દગ જર્યો થંભિ પતિકોં પહિચાણી;
તણી વખત તતકાળ, ધોમ કહ વચન સુયોધન,
'કરહુ નગ્ન ધરિ કોપ', સુનત ભરિ ઠેક દુશાસન.

કહ 'કાગ' હાથ આડા કરી,
આરત દ્રૂપતી ઉચ્ચરે;
"વટ રખણ કૃષ્ન હે તૂં વિના,
કવણ વાર મોરી કરે." ૨

"બંધુ મોર બળવાન, મહદ મમ તાત મહારથિ,
પતી પંચ પરતંત્ર, ભીમ અરજૂન ભારથી;
ભીષ્મ દ્રોણ ભય હરણ, તદપિ અવની દગ ઢાળી,
કોઇ નહીં કિરતાર, વારા કરતલ વનમાળી."

કહ 'કાગ' સતી કલપાંત કિય,
"હે કૃષ્નજી દુખ હરણ;
દ્રૂપતી [1]ધાહ કાને ધરી,
ધાય ધાય ચક્કર ધરણ." ૩

---

1 પોકાર.

એક દિવસ અવિનાશ, કામ જગ પડે કૃષ્નજી;
આજ દિવસ તક ઈશ, તોહિ હૂં ભજી કપટ તજી;
કૌરવ રૂપ કસાય, ગાય ભગિની ગિરધારી,
તૂં હોતે ત્રય ધામ, આજ ગઇ લાજ અમારી.

કહ ‘ કાગ ’ વિકળ વિલોકતી,
ભાં ભાં અબળા ભાંભરી;
સુણી ટેર છેવટ તણી,
હર હર કર ધ્રોડ્યા હરી. ૪

કરિય દુશાસણ કોપ, ચીર ઝોંટંત સભામહ;
હુવો સુ હાહાકાર, રટી મુખ કૃષ્ન થીર રહ;
એક ખેંચ તવ એક, નિકસ પટકુળ નવરંગી,
શત નવ ઓર નવાણું, આપિયા હરિ અજરંગી.

ભીષ્મ આદિ બિસ્મય ભયે,
જપી નામ કર જોડજો;
‘ કાગ ’ની વાર કરવા કૃષન,
દ્રૂપતી જેમ જ દ્રોડજો. ૫



# કામ પ્રજાળણ નાચ કરે

## દોહા.

એક દિવસ આનંદઘર, હર હરદય હરખાય;
કરન નાચ તાંડવ કજૂ, બહુ બિધિ કેફ બનાય. ૧

ઘટહદ [1]બિજયા ઘૂંટિ કે, આરોગે અવિનાશ;
લહર કેફ અનહદ લગી, પૂરણ નૃત્ય પ્રકાશ; ૨

કિય સમાજ સબ સંગમેં, ત્રણ લોચન તતકાળ.
કાળરૂપ ભૈરવ કઠિન, કિયો તાળ વિકરાળ. ૩

ઘોરરૂપ ઘટઘટ ભ્રમણ, ઉમયા રમણ અકાલ;
કરણ જીવકો આક્રમણ, દમણ દૈત દગ ભાલ. ૪

લખ ભૈરવ ગણ સંગલિય, ડાકિનિ સાકિનિ ડાર;
જબર જૂથ સંગ જોગણી, ભૂતપ્રેત ભેંકાર. ૫

## છંદ દુમિલા

પરમેશ્વર મોદ ધરી પશુપાળણ, કામ પ્રજાળણ નાચ કરે
જીય કામ પ્રજાળણ નાચ કરે—ટેક

ભભકે ગણ ભૂત ભયંકર ભૂતળ નાથ અધંખર તે નખતેં
ભણકે તળ અંબર બાઘાંય ભંખર ગાજત જંગર પાંહ ગતેં
ડમરૂય ડડં કર બાહ જટંકર, શંકર તે કઇલાસ સરે
પરમેશ્વર૦ ૧

---

1 ભાંગ

હડડં ખડડં બ્રહમાંડ હુલે, દડડં દડદા કર ડાક બજે,
જળળં દગ જવાલ કરાલ જરે, સચરં થડડં ગણ સાજ સજે;
કડકે ધરણી કડડં કડડં, હડડં મુખ નાથ અજંત હરે,
પરમેશ્વર૦ ૨

હદતાળ મૃદંગ હુહૂકટ હોકટ, ધાકટ ધીકટ નાદ ધરં;
દ્રહદ્રાહ દિદીકંટ વીકટ દોંકટ, ફ્રદ્ર ફરંગટ ફેર ફરં;
ધધડે નગધોમ ધધાકટ ધીકટ, ઘેંઘટ ઘોર કૃતાળ ઘરે,
પરમેશ્વર૦ ૩

નટ તાંડવરો ભટ દેવ ઘટાં નટ, ઊલટ ગૂલટ ધાર અજં,
ચહુઁ થાટ હુદ્દવટ દ્દવટ ખેંખટ, ગેંગટ ભૂ કઇલાશ ગ્રજં,
તત તાન ત્રિપૂરારિ ત્રેંકટ ત્રૂકટ, ભૂલટ ધૂહર ઠેક ભરે,
પરમેશ્વર૦ ૪

સહણાય છેંછાટ અપાર છટા, ચહુંથાટ નગારાંય ચોળ રડે,
કરતાલ થપાટ ઝપાટ કટાકટ, ઢોલ ધમાકટ મેર ધડે,
ઉમયાસઁગ નાટ ગણું સરવેશ્વર, ઈશ્વર થેઇતતાં ઉચરે,
પરમેશ્વર૦ ૫

ગહરી ગઁગધાર ભેંકાર ભુજંગાંય, ભાર અઢારાંય વૃક્ષ ભજે
પડતાળ અપાર ઉઠે પડઘા, ગઢ, સાગર ત્રીણ બ્રહ્માંડ ગ્રજે
હદભાર પગાંય હિમાચળ હાલત, હાલત નૃત્ય હજાર હરે,
પરમેશ્વર૦ ૬

બહુ અંગ પરાંધર ખાખ અડંબર, ડંબર સૂર નભં દવળા
ડંહુકે ડહુકં ડહુકં ડમરૂ બહુ, ફૂહુક ફૂહુક થે બવળા,
હુદપાર કરાળ વિતાળરિ હાકલ, પાવ ઉપાડત તાળપરે,
પરમેશ્વર૦ ૭

બ્રહ્માદિક દેખ સતં ભ્રમનાભર, સૂર તેત્રીશાંય પાવ સબે,
ખડડં કર હાસ્ય બ્રહ્માંડ ખડેડત, અંગ ઉમા અરધંગ અબે;
જગ જાવણ આવણ જોર નચાવણ, આવણ 'કાગ' તણે ઉપરે
પરમેશ્વર મોદ ધરી પશુપાળણ, કામ પ્રજાળણ નાચ કરે,
જીય કામ પ્રજાળણ નાચ કરે. ૮

છપ્પય

કરત નાચ કઇલાસ, પાસ લહિ ભૂત પ્રમેશ્વર,
ઓપત નભ આભાસ, ખાસ મધ ભાલ ખયંકર;
વાર કરણુ વિશ્વાસ, દાસ કુળ કમળ દિવાકર,
પરમ હીમ ચહું પાસ, વાસ સમશાન વિશંભર.
દડ દડ દડ ડમરૂ બજે,
હાસ્ય કરત ખડ ખડ સુ હર;
'કાગ' કો સંકટ [1]ધહવા કજૂ,
ધમ ધમ પદભર [2]ગરલધર. ૧

 

૧ નાશ કરવા, ૨ ઝેર ધારણ કરનાર સદાશિવ.

## થડડ થંભ

### દોહા

પિતા કહત પ્રલ્હાદકું, "અબ ભજહૂં મોહિ એક,
રામ રામ રટના તણી, તજહુ પુત્ર તવ ટેક." ૧

પિતા સુનહુ પ્રલ્હાદ કહે, "અબ કયું ભજું પ્રભુ આન;
સદા જાહિ પદ અજ ચહે, ભજહું સોઇ ભગવાન." ૨

## નૃસિંહ અવતાર

### છંદ રેણંકી

ગડહડ ઘ્રજ ગડડ હલકભર હુડડડ, થંભ થડડ નરસિંઘ થિયે.
જીય થંભ થડડ નરસિંઘ થિયે ટેક૦

ભગવન ગતિ ગહુન ગહુનચર હુનભવ રમન શમન ત્રૈતાપ રટં
ધર ધરન ધરન રવ જર અન છનછન, મન ધુ ચરન રન ભવન પટં;
તન મન ધન દન તન વ્યાપ નયન ત્રન, રામ રમાપતિ હૃદય
લિયે, ગડહડ. ૧

વરવર પર પરમ પરમ અજચરવર, વર ધર ધર થર જાહિ વડે,
ગિરિવર પત સમર ચમર ચર ગ્રોંહત, સચર અચર દગ દીખ ચડે.
વર અજર અમર હર ચરહિ અચરવર, કર સુખ તજિ કહુ ભજહુ;
કિયે; ગડહડ. ૨

સુનિ ડરન અડર વચ ચમમ રોમ ચઢ,ગોમ ધમમમમ નાદ ગ્રજ્યો,
હમમમમમ ગોળ વ્યોમતક હોવત, કમઠ સહસ ફનિ કર્મ તજ્યો,
હિર્નકશીપૂ હાક જગ બધિર સૂરહત, ગોમતાલ ગહ કાટ ગિયે;
ગડહડ. ૩

કર નિશિચર ક્રોધ અધર ડઢ ધર કર, કર શર પર ધર ગરજકિયં,
તજ તજ શઠ હઠ મેંહિ ચહિઅચરપતિ,ભલ નરશુર હિગ ચરનભયં;
તુહીં રામ નહિ કહ ક્રોધ કિયો તબ, ડૂંગર પર ધર ફેંક દિયે;
ગડહડ. ૪

ટરટર નહિં અટર અટર નિરખત તન, ભલ હિરણાક્ષન ક્રોધ ભરે,
પન તનમન રામચરણ કિય અરપન, તાતન હનહન કેમ ટરે;
તવ ખંભ ધગત ઉત રામ કહાં તુહિ, લોહ બજાકર ખડગ લિયે;
ગડહડ. પ

જળજળજળ જ્વાળ વ્રસતદ્દગ જળળળ,જળળ ખગસુઅળજલદજરં
કડકડકડ દંત ઉભય કટ કડડડ, ધડડ નિરખિ સુર વૃંદ ધરં,
ખડડડડડ ભય ખંડ ખંડ પ્રતિ હમકિ ધચકિ જબ ગરજ હિયે;
ગડહડ. ૬

ધગધગધગ ધગત ધગત ભ્રકુટી ધર, પગ ડગ ભર ડગમગિત પ્રથી,
ભય રક્ત રક્ત વપુરોષ ધગત ભય, સડગ અડગ ભય સાહરથી;
ભયભીત ભાગ હિર્ણકશાપુ ભયંધર, લંબ ભુજાકર પકર લિયે.
ગડહડ. ૭

કટકટ કઢ કટક કટક નટ કિટકત, કટ ખટ ફટ જટ સૂર કરં,
ત્રટત્રટ ફટ ચર્મ બિકટ નખ ત્રોરત, ધર અધ નિશિચર ભોમિ ઢરં,
સોઇ 'કાગ' સ્વામિ નરસિંઘ બિકટ છબિ, ગરજ જાહિ નભ ફૂટ ગિયે
ગડહડ ગ્રજ ગડડ હલક ભર હડડડ, થંભ થડડ નરસિંઘ થિયે
જીય થંભ થડડ નરસિંઘ થિયે. ૮

### છપ્પય

થંભ ફાટ ભય થડડ, ગડડ ગો ફાટ ગરજ્જીય,
ફડડ તાક નભ ફાટ, કનક કશિપૂહિ ડરજ્જીય;
ભયે દેવ ભય ભવન કવન યહ રૂપ કહીજે,
રચ્યો એવહો રૂપ, રૂપ તુંહિ અકથ રહીજે.

હણ્યો નાથ હિર્ણ્યકશિપુ તેં
પીર જાનિ પ્રલ્હાદકી;
ત્યું હિ નાથ ત્રીભૂવનપતી,
કુમતિ હરો સબ 'કાગ'કી. ૧

 

# નંદલાલ નમો

## દોહા

કરન વાર ગો સંતકી, કૃષ્ન કૃપાક્ષ કૃપાલ;
અજ અખંડ અંજન અતિત, પ્રગટત જન પ્રતિપાલ. ૧

## છંદ ત્રોટક

પ્રથમં પ્રગટં ધર કોટિ પતી,
ચરનં તિનકે ધરહું સુરતી;
કરનં મનુ ભૂમિ ઉધાર કિયો,
નંદલાલ સ્વરૂપ સુ **મીન** લિયો. ૧

દ્વિતિયં મથનં સુર કીન દધી,
રમનં કમળા લિય ચૌદ રધી;
કર સૂર અજં દનુ નાશ કર્યો,
ધન કૃષ્ન સ્વરૂપ **કમઠ** ધર્યો. ૨

તૃતિયં બરનં ઇહિ બ્યાસ ભન્યો,
હિરણાક્ષ ગદાકિ ધમાક હન્યો;
મહિદંત ધરી ધર ગૂન તમો,
નંદલાલ બરાહ સ્વરૂપ નમો. ૩

ચતુરં ધર કોપ પ્રચંડ છટા,
કરસેં હિરનં કશિપૂંહિ કટા;
કમળાક્ષ કૃપા પ્રલહાદ કરી,
હર કષ્ટ નમો નરસિંઘ હરી. ૪

પંચમં સ્વરૂપં મન ચીત પર્યો,
ભુધરં ત્રય પાવ ભુમંડ ભર્યો;
દિય દર્શ બલીકોં પતાલ દિયો,
નર **વામન** કૃષ્ન સ્વરૂપ લિયો. ૫

ષસટં ધર કંધ કુઠાર સદા,
મહિ ભૂપ બિનૂ કિય તોરિ મદા;
અહિ ધારિ ભુદેવ જપી અરપી,
**પ્રશુરામ** નમો તરૂ કૃષ્ન જપી. ૬

સપતં પુરૂષોત્તમ સીયપતી,
મહનેક હન્યા દનુ મૂઢમતી;
મન મેર બિભીછન દીન મનં,
મમ **રામસુ** કૃષ્ન પદં નમનં. ૭

અષટં અજરં અકરં ન અરી,
ધરની અઘની કર દેહ ધરી;
ભરનં અજ કૃષ્ન સુદેવ ભનં,
શરનં શરનં શરનં શરનં ૮

નવમં ન કૃપા ધર કાહુ નરં,
ધરિ ધ્યાન રહે નહિ રાવ ધરં;
પર દીઠ ન કાહુ સુ બુદ્ધ પર્યું,
ધરનાથ સુહાલ એ રૂપ ધર્યું. ૯

દશમં દ્વિજ માત સુ સામલકા,
પરમં સુયશંધર તાહિ પિતા;
ધર પાપ વહી શિર ખડ્ગ ધરો,
કૃષનં કલકી જન ધ્યાન કરો. ૧૦

અન અંતન તંત તુંહીં જ અતી,
મન તાહિ લખે ન લખંત મતી;
વદનં કર પો'ચ ન કાહુ વહાં,
મનતીત સ્વરૂપ નિરૂપ મહા. ૧૧

અજ અંગ તુહીં મહમા ઉપની,
ધરતી ધરતી નહિ કાહુ ધની;
તતકાલ વહી પ્રગટે ત્રિગુનં,
ભરનં કરનં હરનં સુભનં. ૧૨

પશુ પચ્છિ મનુક્રિય જીવ પ્રહા,
મદ ધારિ અધારિ સુ કેલિ મહા;
અપની વૃતિ હે ન કહાં અટકી,
મહિ પૂર્ન કિયે ઇકહીં મટકી. ૧૩

મદ ક્રોધ રૂ લોભ રૂ મોહમયં,
ઉનમેં નચવાતિ સદા અભયં;
મદમેં કિતનેક નરં મગનં,
કિતનેક સુ ક્રોધ ન કાહુ ગનં. ૧૪

અભિમાન નરં કિતનેક અતી,
મુરઝે કિતનેક કિ લોભ મતી;
મહિલા મય હેજ કિતે મગનં,
દિલ જાનત નાંહિ સુરાત દનં. ૧૫

ભટ ત્યાગહિ કાહુક સંત ભયે,
મનકે બિધનં અદભૂત મયે;
સબ ત્યાગત કામકો નાશ કરે,
તબ લોભ વપૂ તિનકે પ્રસરે. ૧૬

જબ લોભ મિટાવણુ દેખ જકે,
તબ દંભકિ હાક મહા તમકે;
ગહનં ઉનસેં મન હારિ ગયો,
લલચાઈ મેં [1]ઓળ તિહારો લિયો. ૧૭

થિર નાંહિ ભયો અતિ ચિત્ત થકયો,
તબ મેં હરિ શર્ન તિહારિ તકયો;
પ્રથમં અન્ય દેવસેં ધ્યાન પર્યો,
છટકયો તિહિસેં નહિ કાજ સર્યો. ૧૮

કરિ પ્રેમ બેદાંત બિચાર કર્યો,
સત કૃષ્ણ ઇહાં નહિ ભાવ સર્યો;
લપટાઈ ગયો ઇક મિત્ર લખી.
મહરાજ સુ જાનત હો મનકી. ૧૯

---

૧ આશરો=શરણ.

કિય મે'ર તહાંસેં છુડાય દિયે,
હુહુરાવિ દિયે ફિર ઔર હિયે;
મહારાજહિ તાત તું માત સુંહીં,
તરલં ચખ બંધુ સબંધિ તુંહીં. ૨૦

મુરલીધર એક તું મીત્ર મહા,
સત કૃષ્ન અનંત તું મેરિ સહા;
પરમેશ્વર કૃષ્ન તું મોર પતી,
મહરાજ અબે કુરૂ થીર મતી. ૨૧

ઉનહીસ અઠોતર જ્યેષ્ઠ અયે,
શશિ પાંચમ ત્રોટક છંદ કિયે;
હિય 'વાયસ' કૃષ્ન તુંહી હરજી,
ઇતની અરજી અરજી અરજી. ૨૨

 

# જય તુલસીશ્યામ

## દોહા

એક અખંડ અનંત અજ, અંતરજામિ અકાય,
કરૂં વંદન કરજોરિ કે, શ્યામ ચરન ચિત લાય. ૧

પરમ ભક્ત પ્રિય ભુવનપતિ, ગહન ગતી ગિરધાર,
કહોં કથા કીરતારકી, અપની મતિ અનુસાર. ૨

શ્યામ નામ સંસારમેં, તારન ભવ તતકાલ,
વારન ભવકે વેગકોં, જારન ત્રય વસુ જાલ. ૩

વસ્યા શ્યામ જંગલ વિષે, કિહિં બિધ તેં કિરતાર
મહા દૈત તલ મારિયો, બરનુ સહજ બિસ્તાર. ૪

પતિ હૅંસ પારન પાવહીં, કરે સુ બરનન કલ્પ,
કાગ કથા કિંચિત કહું, અતિ મેરી મતિ અલ્પ. ૫

## છંદ ત્રોટક

બિસ્તારિ કથા મતિસેં બરનું,
પર ધ્યાન લગાય પ્રમેશ્વરનું;
ઘનશ્યામ સ્વરૂપ અનંત ઘનં,
બનબાસિ અખંડ કરોં બરનં ૧

પરમં ધરની ધર બ્રહ્મ પ્રભો,
બરનં કર નારદ શેષ વિભો;
જનમં મરનં હત મંત્ર જપી,
તત સાધત સિદ્ધ મુનિંદ તપી. ૨

બનવાય બ્રહ્માંડ બહૂ બરનં,
ઘનશ્યામ સજે નભ બારઘનં;
બિસતાર કરી બખતે બરખે,
હિય હેરિ તકં સબ જી હરખે. ૩

ધરની શિષ શેષ સદાય ધરે,
કરતે જપ નાંહિ ગુમાન કરે;
અરકં નિજ બખ્ત પ્રકાશ અતી,
રટનં યહ ચૂક પરેન રતી. ૪

બહુ થોરિસિ ચંદ્ર પ્રભા બિકસે,
લલના નિશિ ખૂબ હસંતિ લસે;
ગહનં અનપાર નખત્ર ગ્રહં,
રટનં ચલબો ધ્રુવ થીર રહં. ૫

જલધી પ્રબલં અનથાહ જલં,
હદ છાંડત ના ઉછલંત હલં;
સરિતા જલ સાગર પંથ ચહે,
અસમાન અનંત અડોલ રહે. ૬

થટ પાડ જરા ન ધરા થડકે,
કરતાર અપારાંય કારન કે;
ભરપૂર તપં મય ભાસત હે,
પરમં હદ જ્વાલ પ્રકાશત હે. ૭

અવની ધર જીવન આવત હે,
વહિ દૃષ્ટિ પરેન સમીર વહે;
કરતાર અથાહ મનુષ્ય કૃતી,
રમતી ચિત ઠોર અનંત રતી. ૮

કરતૂત સબે હરિ ભિન્ન કિયે,
લટકે કહુ ફંદ કિ લાભ લિયે;
બનવાય મુખં બરનં બરનં;
હિયમેં તું રમઁત ભયં હરનં. ૯

તુંહિ રોમ અનંત બ્રહ્માંડ રમે,
સબ નાશ જગં નિજ અંગ સમે;
ધરિ ધ્યાન તિહારોય ધીર ધરૂં,
કિતને મતિ થોરિ બખાન કરૂં. ૧૦

સિદ્ધ ચારન યક્ષન નાગ અજે,
વિદયાધર કિન્નર ગંધ્રવ જે;
અજઘોર સજે ફિર દૈત અતી,
રન તુંહિ કરંત સુવેર રતી. ૧૧

ઉતપાત કરે રજનીચર એ,
શરનં જનકો તબ તૂં સરજે;
જગ ત્રાહ તલં પ્રબલં સુજગ્યો,
લટકે મનુ ડોલન વ્યોમ લગ્યો. ૧૨

તબ શ્યામ સ્વરૂપ ધર્યો તમકી,
હઠ ધારિ તહાં પ્રભુ હાંકલકી;
ચસક્યો સુનિ હાક અસૂર ક્ષનં,
ગરજ્યો ઉમગેં ઘન દૈત ગનં. ૧૩

ઇક શામ અનંત અસૂર અજે,
ગહનં બલહે સુખ કોટિ ગ્રજે;
ઘન શ્યામકોં બીચમેં ઘેર લહે,
ગજઢાહ ભુજાબળ અસ્ત્ર ગ્રહે. ૧૪

કર ઘોર ગ્રજં હરિ કોપ કર્યો,
[1]રજનીહરકો રથ થીર રહ્યો;
ધરની ધક લાગિ પતાલ ધસી,
હદ છાંડિય ચામુંડ સેન હસી. ૧૫

ફુતકાર કિયે હલ શેષ ફનં,
ખખડ્યો તબ કોરંભ ખપ્પરનં;

---

ર્ય.

ગઢ તોર ગનં પવનં ગવનં,
રટનં ભરનં ભન દૈત રનં. ૧૬

હુક છોડત બજ્ર કરાલ હરે,
પ્રલયં ઘન જાનિય બુંદ પરે;
ભટ ભાગત દૈત કિતે ભટકે,
અટકે સન બાન થટં અટકે. ૧૭

પટકે કિત ફૂંકુનિ સુંડુ પરે,
મટકે અરિ ઝુંઝુનિ ઝુંડ મરે;
વઇતાલન તાલ બજાવત હી,
ધરિ અંત્ર ગલં કિત ધ્યાવતહી. ૧૭

ભભકંત સુયોગિનિ યંત્ર ભરે,
ધુરજટ્ટિ ગનં કિત સુંડ ધરે;
કટકંત શૃંગાલ કરાલ કનં,
હુટકંત પલં ભ્રમ દૈત હનં. ૧૯

લટકંત નહી તલ બાન લગે,
ઝટકંત ભુજા હરિ કોપ જગે;
અટકંત ન કાહિ. નરાય અજં,
ચટકંત સનં ધર શ્યામ સજં. ૨૦

ધર કોપ કરાલ કપાલ ધર્યો,
પર છાંડ ભુજા બલ દૈત પર્યો;
પરતે ફિર સાવધ થે પ્રગટં,
હદ હાક કરંત હટંત હટં. ૨૧

લટકયો નહિ, શીષ બ્રહ્માંડ લગ્યો,
ભભરી ગન દેવ ધ્રુજંત ભગ્યો;
ગહનં ભુજં ધારિય શ્યામ ગદા,
પરમં ગથ કંપ દિશા પરદા. ૨૨

હઠકી તલ ભાલ પ્રકોપ હન્યો,
પરતે મુખ હાંકલ શ્યામ ભન્યો;
દહનં અવ દૈતકું ધામ દિયે,
હૃદયં તપિ જંગલ શામ રિયે. ૨૩

ઘનઘોર અથોરહિ વૃક્ષ ઘટા,
સરિ રૂખમણી નગડીય છટા;
પરમં તલ શ્યામ સુનામ પર્યો,
ધરનાથ ઇહી વિધિ રૂપ ધર્યો. ૨૪

ગિર કુંડ તહાં તપનં ગહનં,
રટ સ્વામિય શંકર કી રટનં;

સત ભાયલ કાગ કથાય ભનં,
હર શ્યામ જયં ત્રય તાપ હનં. ૨૫

છપ્પય

તાપ હરન તલ શ્યામ, પાપ ધર જીવ ઉધારન,
તાપ હરન તલ શ્યામ, બિકટ યમ ફેટ બિદારન;
તાપ હરન તલ શ્યામ, સમ જહઁ કુંડ તપતહે,
તાપ હરન તલ શ્યામ, નામ સિદ્ધિ સાધ જપતહેં,
શંકર સ્વામિ પ્રિય સદા, કરદ નામ ભવ કામકો;
'કાગ' પ્રબલ કલિ કાલમે, શરન એક લે શ્યામકો. ૧

 

# ચામુંડ રાસ રમે

## દોહા

જય ચામુંડા જોગણી, કર ત્રિશૂળ કરપાણ;
દયા ભક્ત દૈત્યા દહન, દિહણ દંડ અસુરાણ. ૧

નવે લાખને નોંતરી, ભય નિશિચર ગણ ભાસ;
ચોસઠ જોગણિયું મળી, રમવા કારણ રાસ. ૨

## છંદ રેણંકી

મઝોળ રણણ નીપૂર ઠણણ પદ રીયણ ધમક પડ શકત રમે,
જીય રિયણ ધમક પડ શકત રમે. ટેક૦

.રિ ધરિ શણગાર સૌમ્ય અંગ સરસાં, ધરનિવેશ કિત વીકટ ધરં
ીંદુર ભાલ ધરિ જળળ પ્રભાસહ, ડમકિ ડાક નવલાખ કરં,
સ પ્રસન વદન હડહડ અંબર હુવ, કર કર ગ્રહિયત તેણ સમે.
રમઝોળ–૧

મમમ પદપદ ઘૂઘર ધમકત, ઠમમમ ઠમ ઠમ નાદ થિયે,
મ ક્રમ ડગ ભરત ભુમંડળ કમકમ, ધમમ ધમક ધર પીઠ લહે;
દ ધમસ લચક ગિરિ શીખર ધસધસ, ભાગ સદન તજ દૈત્ય ભ્રમે
રમઝોળ–૨

સણુણુ સહનાઇ અતક સુર ઘોરત, ગણુણુ ત્રાંસાં તૂર ગ્રજે,
ગરજત મુખ ઘણુણુ ભ્રમત ગયદં ગણ, ઘણુણ ઘોર ત્રંબાળ બજે
ધિનકટ ધિનકટ ધિકટ મ્રદંગ સ્વર, દાસ બિધન બજતાં સુદમે.
રમઝોળ—૩.

ઘરરર ગણુનાદ પવન રસ ઘરરર, ફરરર પટ ગતિ માત ફરે,
ખરરર વૈમાન રાક ગણ ખરરર, ઝરરર નભસેં સુમન ઝરે;
પાતાળ પાવ મહિ મંડળ કટિ પર, શીશ ગગન સર ગહુન સમે.
રમઝોળ—૪

ગડહડ નાદ પ્રણવ અતિ ગડગડ, ધડડડ કર મિલિ સાથ ધરે,
ખડડડ બ્રહ્માંડ ચુડી ભુજ ખડડડ, કડડડ ભૂનભ એક કરે;
ખડખડ મુખ હસત ત્રિભૂવન ગાજત, કરત રાસ સુર તાલક્રમે,
રમઝોળ—૫

મુખલોહ રદન ભરખણ અશરાંગણ, ખડહડ લોહડ કરદ હથેં,
હડહડત પ્રસન રાક્ષસ ગણ ત્રાહત, જોગણિ ચોસઠ એક જથે;
ભવ કરણ નિભાવણ દહણ ભયંકર, ભુવન સકળ તુજ ખપર ભ્રમે.
રમઝોળ—૬

અશરણ જગશરણ તુંહારોય અંબા, મરણ જનમ ભવ જરણ મટે,
દુ:ખ ભરણ ભ્રમણ જગમાં જે આતમ, રટ રટ છેવટ માત રટે;

કરિ કૃપા માગ માગ સુસુખ કરણી, નાગ ‘ કાગ ’ સુર પાવનમે.
રમઝોળ-૭

છપ્પય

રમત માત તુઁહી રાસ, દાસ તારણુ દુઃખ હરણી,
માયા તૂં મહમાય, કાંય સુખ બરનાં કરણી.
કર ધરણી ત્રીશૂળ, મૂળ આદી તુંહિ મંડી,
ૐ તુઁહી આદેશ, શેષ રૂપેં તુઁહી ચંડી.

તુઁહી કરતેં નવ થાય શું, ધરત નામ ખપ્પર ધરી,
જય મહાદેવી જોગણી, આદિ માત તું ઇશ્વરી. ૧

તું માતા હીંગોળ, માત બહુચર તું બાળી,
તું અંબા મહમાય, રવેચી તું મહકાળી;
તું સાવીત્રી શ્રીહ, તુઁહી ઉમયા પારવતી,
તું કરની બ્રેકુંડ, સર્વમાં તું હો શક્તી.

તું વાઘેશ્વરી જાનકી, તું દ્રૌપદિ ભવ તારણી,
“ કાગ ” વઁદત જય જય તુઁહી,, તું ચામુંડા ચારણી. ૨

 

# વિકરાળ ચામુંડા

## દોહો.

ચંડમુંડ મારણ શકતિ, વારણ ધગ વિકરાળ,
કોપિ ખડગ ધારણ કિયો, કારણ અસુરા કાળ. ૧

## છંદ ત્રીભંગી

ખડગેં ધરખંડા, અસુર ઉતંડા, ભયભ્રેકુંડા ચામુંડા
જીય ભયભ્રેકુંડા ચામુંડા—ટેક

કર રૂપ કરાળં, નહદ નતાળં, ભગતાંભાળં વિકરાળં
ડંડાક ડમાળં, કોપ કમાળં, બાજ બતાળં, પડતાળં,
ખડકે લલખાળં, જોમ ભજાળં, ત્રોડણ તાળં, તિન તુંડા
ખડગેં—૧

કોપેં નભ કડકત, ધરણી ધડકત, ખડગાં ખડકત, ભડ ભડકં
રણુ મેખા રડકત, મેર સુ મ્રડકત, થડડડ થડકત, અશ અરકં
ફેફ્ફડ સુર ફડકત, ગોતલ ગડકત, ભય આણ ભત ભત જર
ઝુંડા ખડગેં—૨

માર્યો રણ મટ ઘટ, હાંકલ હટ હટ, મદછક રમઝટ, લેતમયા
ખડગેં ધર ખળખટ, પડધર પ્રાછટ, ઓભલ અસુરં, તણ ધખિયા

વળિયા સુર વટજટ, કર દંત કટકટ, તાકત ત્રટઘટ, ભુજદંડા
ખડગેં–૩

રણ પડ લગ રકઝક, હયદળ હકબક, દૈતાં દકમક, લે ખડગાં
સમરે થે સકમક, કોપ શકત કક, રૂંઢડ ફગવત, દે વડગાં
ધર રગદળ ધકધક, ભરત અમખ મખ, ભાસત ભખ ભખ ભરકુંડા
ખડગેં–૪

ધર ધોમસ ધર ધર, ચંડ અસુર સર, વ્યોમ અફરફર, ફોડ ધકે.
થડડતહર થરથર, ભરત અભર ભર ભાખત હરહર, ભૈરૂ મખેં;
દકળં અરિ ડર ડર, ભે પદ ભર ભર, જ્વાળ ત્રિશુળ જર, ભૂમડાં
ખડગેં–૫

ભેંકર સબ ભુંડડ, ત્રૂટત સુંડડ, સાટડ દધિયળ, ફૂટ જસા,
અસમાન સુઉફુત, ગડડડ ગુફુત, કવરાં કુદૃત, ધૂ ધડસા;
તવ ત્રોડત આંત્રડ, ભરખત ભેજડ, કડકડ ડાઢડ, જમ દંડા.
ખડગેં–૬

ગાઢે સુખ ગડગડ, પાડ અપડ પડ, લે ધર જડપડ, દૈત મળે,
અડપાડ અવડ ચડ, આંકશ અરિયડ, તે શર ખાગડ, માંડ ગળે;
જોધડ અસિ જડડડ, રગદડ દડડડ, ધડ હડ રડ વડ, રણ રૂંડા.
ખડગેં–૭

પડ ઢાંહ અસુર પટ, હાંકલ હટહટ, ત્રોડ અત્રટ ત્રટ, કાળજડં.
ઘોંસાખજ ધિધિકટ, પણુ ધર પ્રાછટ, ભેશક અરિઅટ, ધર ધજડં;
સો વળ દળ સંકટ, 'કાગ' અકટ કટ, થાપ સિંહણુ થટ, દ્વીતુંડા.
ખડગેં ધરખંડા, અસુર ઉતંડા, ભય ભ્રેકુંડા, ચામુંડા—૮
જીય ભય ભ્રેકુંડા ચામુંડા.

છપ્પય

છુટ કુલીશ ગય શક્ર, વક્ર ઈંદ્ર ધર ઇકવક,
ધરનિ ધમમ ધરકંતિ, કમઠ ફ્નિ રૂદન શુકર ધક;
ઉડુગન ગન તજ અર્શ, દર્શ રન રન ધર દરશત,
સકલ પ્રભંજન ચલત, વન્હિ ધર પર ઘન વરસત;
ભર ગયો ઘોર રવ ભૂમિ નલ, આફ્તાબ શ્રીહત અહર;
ચંડી સુકોપ કર અસુર શર, ધોમ નિકર કર ખડગધર, ૧.

ગયંદ દિગજ ડર ગયે, નચત હરહર કર નિરબલ,
ગો લચક્ક ચલ ગઇ, વિતલ હલ ગયે તલાતલ,
ગિરિ ગન ખલભલ ગયે, તૂંડ ચલ ગયે વ્યોમતલ,
અઢલ સુભટ ઢલ ગયે, હુયે અનચલ અધિ હલબલ.
ફલ મલત ચરાચર કોપસેં, ભટ્ટ થટ્ટ મન મોદ ધર,
ચંડી સુકોપ કર અસુર શર, ધોમ નિકર કર ખડગધર. ૨.

ઘોર નાદ ભો ઘટ્ટ, થટ્ટ ભય અસુર સુથર થર,
રમનિ સૂર જટ રટ્ટ, હટ્ટ ધર વટ્ટ ઇષ્ટ હર;
લોહ ખડગ કસ લટ્ટ, ખટ્ટ દ્વાદશ કોટી ખસ,
તુંડુ અગન રન તટ્ટ, હટ્ટ બિરુ ભટ્ટ મુની હસ.
કથ ' કાગ ' પંચ કંપન લગ્યો, હરિ બિરંચિ ગમગીન હર,
ચંડી સુકોપ કર અસુર શર, ઘોમ નિકર કર ખડગધર. ૩

અચલ ધ્રૂવ ડગ ગયે, મિહિર ડગ ગયે દછિન મગ,
ગોતલ ફ્રનિ જગ ગયે, ગગન મંડલ ભય ડગમગ,
ગોવર શમ ડગ ગયે, મા'લ પર ગયે ધરનિ પર,
ગિરિધર પડ જગ ગયે, થીર નહિ હોવન થરથર.
હર ગિરીશ્વસુર ગિરિહર હલત, અંબર જલ ચલગઇ અધર
ચંડી સુકોપ કર અસુર શર, ઘોમ નિકર કર ખડગ ધર. ૪

ઇકવક્રીત ગન અસુર, ચકિત થરથરત ચરાચર,
થંભ ભૂમિ ભય થકિત, લોલ જલ સાયર લરથર,
વાત કરત નહ વહન, જંપ ગય સકલ તટનિ જલ
વિબુધ વૃંદ ભય વિકલ, મેરુ ગિરિ ભયે સુ ખલભલ;
બ્રહ્માંડ અંડ હલબલ વિપુલ, ઝુંડ ઝુંડ કર ફેલિ જર
ચામુંડુ રક્ત ભય મુંડુ શર, કરન ખંડ અસિ તોલિ કર. ૫

કુટિલ ભ્રોંહ કરિ કોપ, જગત જનની જબ જુટ્ટિય,
બદન રક્ત બૈરાટ, ગગન મંડલ તબ કુટ્ટિય.
અવનિ વ્યોમ અવકાશ, પ્રબલ ભુજબલ વપુ પૂરિય,
ખંડ ખંડ ખલ નિકર, દ્વીજપતિ ગ્રહ સબ ઢૂરિય.
ભુજદંડ વૃંદ દિગ ભર ગયે, હતબલ ભય નિશિચર હહર
ચામુંડ રક્ત ભય મુંડશર, કરન ખંડ અસિ તોલિ કર. ૬

કડડ દંત કડકડત, ખપર અનહદ રન ખડડત
જડધર ગન જડપડત, ગડદ ભેંકારવ ગડડત
લચક સ્થિરા લડથડત, હડડ ધખ ધખ નદ હાલત
કંદુક ઇવ દડ વડત, હલક ધડડડ પડ હુસકત
હસમસત તણક નારદ હસત, ધરનિ રસાતલ જાતિ ધસ
ચામુંડ મચક પદ મુંડશિર, કડડ ઘાવ કિય દંત કસ. ૭

 

# આઇ સોનબાઇ

## ટુંકે હકીકત

ચારણોમાં ઘણી દેવીઓ જન્મી છે, એનાં નામ તો જાણીતાં છે; પણ એની બધી હકીકત તો સાવ દટાઇ ગઈ છે.

એ દેવીઓમાંથી ઘણી ખરી તો ક્ષત્રિયોની કુળ-દેવીઓ છે, બીજા અન્ય વર્ણોની કુળદેવીઓ પણ છે.

તેઓનાં થોડાં ઘણાં નામ લખું છું, જેમકે મામ-ડીયા ચારણની સાત દીકરીયું: ખોડીઆર, જોગડ, તોગડ, ચાંસઇ, હોલ, વીજબાઇ અને આવડ.

મીચા ગઢવીને ત્યાં માતા કરણી જન્મેલ. જે આખી મારવાડ મેવાડમાં પૂજ્ય અને પ્રખ્યાત છે. ત્યાંના ક્ષત્રિયો "રામરામ" ને બદલે "જે કરણીજીરી" એમ બોલે છે.

સોરઠમાં તો ઘણીએ ચારણ્યો દૈવી થઈ ગયેલ છે અને યોગમાયા તરીકે પૂજાય છે.

તળાજા પ્રગણામાં બાબરિઆત ગામે આઇ કાગબાઈ થઇ ગયાં. બહુચરાજી પણ ચારણને ત્યાં જ જન્મેલ.

સોળમા સૈકામાં સોણીયા નામના ગામમાં આઇ નાગબાઇ થઈ ગયાં; જેણે રા મંડળીકને શ્રાપ આપી જૂનાગઢનું તખ્ત પલટાવ્યું.

એવી જ રીતે તુળશીશ્યામના ગીર પ્રદેશમાં રાણુ

ગઢવીને ત્યાં આઇ સોનબાઈ જન્મેલ. સંવત ૧૯૭૦ સુધી તેઓનું શરીર હૈયાત હતું, તેનું વેવીશાળ દેવદાસ નામના ચારણ સાથે કરેલ હતું.

આઇ સોનબાઈ ફેરા ફરી તેને સાસરે ગયાં. ગણુ-પતી આગળ બેઉ માણસ કોડીએ રમવા બેઠા. કુળગોરે છેડાછેડી બાંધી ગળામાં વરમાળ નાખી હતી. કોડીએ રમી રહ્યા કે તરત જ એ બાળયોગીનીએ ગળામાંથી વરમાળ કાઢી નાખી માથા પર ઓઢેલ ચુંદડી નીચે મેલી દીધી અને બોલી કેઃ "ચારણ તારો ને મારો એટલો જ સંબંધ હતો. મારે તો શામળાનું ભજન કરવું છે. અને તારે સંસારની ઇચ્છા હોય તો બીજે સગપણ કરી લે."

આઇ સોનબાઈના પીતા ગુજરી ગયા. તેને દીકરો ન હતો તેથી વારસદાર આઇ સોનબાઇ જ હતાં. તુળશી-શ્યામ પાસે સરાકડીયાને નેસ આઈ રહેતાં હતાં. આખી જીંદગી ત્યાં જ વીતાવી. આઇને સીતેર એંશી જેટલી ભેંશો હતી. સાધુ-સંતને ચોખા તથા દૂધનું સદાવ્રત આપતાં. નાઘેર વાળાક તથા ગીર અને ઠેઠ જૂનાગઢ સુધીની પ્રજા એને જીવતી જાગતી યોગમાયા ગણી પૂજતી હતી. એક પ્રસંગ એવો બનેલ કે આઇની ભેંશોની મસવાડી લેવા ઉનાના વહીવટદારે તાકીદ કરી. આઇએ તેને ઘણો જ વિનવ્યો પણ એણે કહ્યું કે જૂનાગઢથી મનાઈ હુકમ લઇ આવો તો મસવાડી માફ થાય.

બીજે દિવસ કાજળના પહાડ સામાન પાડા પર સ્વારી કરી આઇ જૂનાગઢ ગયાં. નવાબ રસુલખાનજીના મહેલ નીચે જઇ ડાબે હાથે જીભ પકડી અને પોતાને ગળે જીભનો આંટો દીધો અને એવી તો કારમી ધા નાખી કે આખું જૂનાગઢ ખળભળી ઉઠયું. અવલીયા જેવો ભોળો નવાબ બારીયેથી જુવે છે ત્યાં તો કોઇ વિકરાળ રૂપ જોઇ હેબતાઇ ગયો. પગમાં ખીલા જડ્યા હોય તેમ તેનાથી ખસાણું નહિ. ડાબે હાથે ગળે વીંટેલ જીભ ઝાલી રાખી છે. અને જમણો હાથ પહોંચ્યો આભમાં ખૂંતેલ હવેલીએ નવાબનાં ઓવારણાં લેવા.

નવાબ તો થરથર ધ્રૂજવા માંડ્યો, હાથ જોડ્યા: “ એો ચંડી તેરા રૂપ સમા દે. ”

આઇએ જીભને મોઢામાં સમાવી નવાબને આશીર્વાદ આપ્યો અને બોલી કે: “ બાપ, ચારણ-ફકીરની મસવાડી લેવાય ? સોરઠના સુબાની તીજોરીમાં નાણાંની તાણ આવી છે ? એ ભેંશુ તો સાધુ-ફકીરની છે. ”

તુરત જ નવાબે હુકમ લખી દીધો. આઇ સરાકડીયે આવ્યાં ત્યારથી આઇની ભેંશો તો ઠીક પણ આખા નેસમાં કોઇનાં ઢોરની મસવાડી લેવાતી નહિ. એવા એના સાચના પરચાની બીજી ઘણી ઘણી વાતો છે. આઇની સમાત સરાકડીયાના નેસમાં જ છે. હું આઇને દરશને ગયેલ ત્યારે નીચેનો છંદ બોલી યોગમાયા ‘ સોનલ ’ ની સ્તુતિ કરી હતી.

# સ્તુતિ

## દોહા

અગમ નિગમ આગમ અકથ, રતિ મતિ ગતિ કર રૂપ;
સર્વ સતિન કે શિરમણી, ભૂપ ભૂતલ શિર ભૂપ. ૧

કહુનિ શ્વાસ આગમ કથા, રહુની ઘટઘટ રાણુ;
ગ્રહુનિ નહી ગહુની ગતી, દહુનિ અસુર દહીવાણુ. ૨

પો' જૂનો ઉથાપણી, કાપણી દુઃખ કરાર;
ચારણિહદ "રાણા-સધૂ[1]", એ સોનલ અવતાર. ૩

અનહદ પરચા આપિયા, વડે હાથ વિકરાળ;
વારહિ એક નવાબસું, કરિયો રૂપ કરાળ. ૪

મસવાડીરા માંગિયા, રોકડ બાબી [2]રાળ;
ગાઢી શક્તી ગિયડ તેં, સોનલ કરિયલ સાળ. ૫

જૂનાગઢમેં જાઇ કે, બણિયલ ક્રોધ બંબોળ;
કડકડ દંતડ કઢ્ઢિયો, લળ લળ જીભડ લોળ. ૬

સિંહણુસી રાણા-સધૂ, તોહક લાગો તાપ;
રસુલખાન ગરવાપતી, આગો શરણે આપ. ૭

---

૧ રાણા ચારણનાં પુત્રી, ૨ રાળ નામનો એક સિક્કો જેની કિંમત રૂપીયા બેની હતી.

કર જોડી વિનતી કરી, એ પઠ બોલ્યો અંબ;
"કરડો રૂપ સમાન કર, જાડી હો જગદંબ. ૮

અણ સુસમયરી આઇ તું, જોગણિ આદ જુગાદ;
"કાગ" ટેર સુની અબે, સોનલ દેયે સાદ. ૯

### છંદ સારસી

સોનલ સમાઢા, બ્યોમ બાઢા, ખપર ગાઢા ખડખડે
જીય ખપર ગાઢા ખડખડે. ટે

કર ધરા ધરસો, ફેર હરસો, અસો પરચો ઈશ્વરી,
દૈતાંન ડરસો, એક ફરસો, નાવ તરસો વપુ ધરી,
અણકળાં ભજબળ તે હો અણસમે તું ધર આકડે. સોનલ ૧

એકી અખંડી, મહી મંડી, પાપ ખંડી, અણકળી,
દૈતાન દંડી, માન ચંડી, ધૂ વિખંડી, પરજળી;
કોપે ક્રમંડી, ધર ચહંડી, આદિ ચંડી આકડે. સોનલ ૨

ઊઠી અમરમેં, કસ કમરમેં, તૂં સમરમેં ચારણી;
દૈતાં ડમરમેં, ખડગ કરમેં, રણ નગરમેં ડારણી,
હોતે હમરમેં, નહીં ગરમેં, તે વમરમેં તડખડે. સોનલ ૩

ધકમાર ધડડડ, હોત હડડડ, ગડડનાદેં ગડગડી;
કમ્મઠ કડડડ, થંભ થડડડ, ચાંપથી સિંઘે ચડી,
ફરકંત ફડડડ, કે'ક નેજા, હડડ નારદ હડહડે. સોનલ ૪

વાનેંય કાળાય, જોર વાળાય, કે'ક દૈતાં હૂકળ્યા;
પડતેય પ્રાછટ બાણુ ખાગડ, સામવા ઘાયેં મળ્યા,
કર કોપ રણમાં રૂપ ભેંકર, કડડ દાંતડ કડકડે. સોનલ ૫

કરડાય હોઠડ, લોહ દાંતડ, આભ માથૂં આટકે;
વીરાણુ વાઢડ, કોપ ડાઢડ, ભોમ હલબલ ભાટકે,
ભભકી ભયંકર, ખડગ લઈકર, ભેળિયાળી જો ભડે. સોનલ ૬

ઓંતેર ક્રોડં મહા બળિયા, જેમ મળિયા ભારથેં;
અણુસમે ધૂધડ, ધૂણુ ધ્રૂજડ, કોપ અંબા કારથેં,
પરગટં ઝટપટ હોત શકત્યું ક્રોડ મોઢે ગડગડે. સોનલ ૭

ઐસે અવથડા સાથ સથડા, રૂપ રથડા કે ધરા;
સાથેંય સથડા, કાઢ હથડા, ત્રોડ મથડાં દૈતરાં,
ઘોંકાર દે ધસ, મહારણુ મચ, કે'ક રાખસ તડફડે. સોનલ ૮

કાંધેંય જાડા, સો સમાડા, પીત પાડા ચારણી,
અસરાં અવગતાં, જુદ્ધ જગતાં, પીત રગતાં પાલણી;
તવ 'કાગ' સોનલ હેક ચંડી અરી દમણી તાકડે,
સોનલ સમાઢા, બ્યોમ બાઢા, ખપર ગાઢા ખડખડે;
જીય ખપર ગાઢા ખડખડે. ૯

છપ્પય

ખડકત ખપ્પર હાથ, તબે બ્રેમંડ પડ અગ ડગ,
ખડકત ખપ્પર હાથ, તબે ભૂમંડળ ડગમગ;

ખડડત ખપ્પર હાથ, ફણીધર મસ્તક ફૂટે,
ખડડત ખપ્પર હાથ, તાક દૈતાં રા ત્રૂટે.
આદી અનાદિ પ્રાક્રમ અસો, વેરિ દળાંને વારણી,
કહે 'કાગ' અમું રાણા સધૂ, (કેમ) સાદ ન દે તૂં ચારણી, ૧

 

# આઈ કાગ બાઈ

## મ. તળાજા ગામ—બાબરીઆત.

### દોહા

નમો આદ્ય નારાયણી, તૂંહિ પ્રથમ તણન્ત;
મધૂ રુ કૈટભ મારણી, શુંભ ઢાહણી શકત્ત. ૧

કરનિ નામ અકરન કરન, આકર અકરન અર્જ;
કર નીકર કોપણુ વકર, કરનિ ધાય અમ કર્જ. ૨

ધરની ધુરજટિ કોટિધર, ધરની કોટિ મુરારિ;
ધરનિ કોટિ ધાતા ધરન, ધરની એક અધારિ. ૩

સુણિયા કાને તેં શક્ત, પો રાક્ષસ પરચંડ;
તેમ તળાજા ઊપરેં, વાધી તું વ્રે'મંડ. ૪

### છંદ દુમિલા

કડકયો બ્રહમાંડ ધુણાર ધરી કર, કોપ તેં કાગલ માત કર્યો;
જીય કોપ તેં કાગલ માત કર્યો—ટેક.

જગિયા જણુ દીન જોરાળ મહાભડ, જૂથ અતોહુળ રાખસરા;
ધરણીધર પામત ત્રાસ ડગાં મગ, ધ્રૂજત ધાક અપાર ધરા;
અકળાત પુરંદર, ઇંદર ભૂધર, દીગ ગયંદકો વૃંદ ડર્યો.
કડકયો....૧

ભભકચા ગણુ ભોળાય, જોગણુ ઝોળાય, યક્ષ અતોળાય ઊમટિયા;
હદ છાંડ હિલોળાય, સાયર સોળાય, જંજ ઝકોળાય હું રટિયા;
કિલકાટ કિલોળાય, ડારૂણુ ડોળાય, બીર હબોળાય ઘોર ઘર્યો.
કડકચો....૨

કરધાર ગદા નજરેં કરડી અસુરાણુ ભુજાબળ ઊછળતો;
ગરજ્યો મહિખા સુર ધૂંખળતો ભટ ગોમ ભયંકર જ્યું ગળતો;
હલકાર હુઁકારિય જ્વાળ વ્રસે દ્રગ, કોપ ડઢાં કસ ઘાવ કર્યો.
કડકચો....૩

સુખ તાલ સડડડ ખંડ ખડડડ, ડાક ડહાંડહ હોત છટા;
થઁભ ભોમ થડડડ ઘાવ ભયંકર, તુંડ તડડડ દૈત તટાં;
અકળાત અડડડ હાક હડડડ, દૈત દળાં મળ પાવ સર્યો.
કડકચો....૪

પટકેણુ અડેડ પછાડ ધરા પડ તે મહિખાસુર જેમ પડ્યો;
હદ છાંડ હડેડિય નાદ હુઁકારવ, લોહડ દંતડ કાઢ લડ્યો;
કડકંત હથાં અડ ખેંચિય ખાગડ, કાપ અસૂર બે ભાગ કર્યો.
કડકચો....૫

ભર લોઈ ભ્રૅકુંડૅાય તેં ખપરં તસ તોડિય તુંડૅાય ભારથમેં
કરધાર કુમંડૅાય ડાકણુ સાકણુ હોળિ રમે ધડ લે હથમેં;
ભભકચા ગણુ જોગણિ માંસ ભ્રખેભર મોદ ત્રપત્ત અનંત ભર્યો.
કડકચો....૬

હુથવડુ હિંગોળિય માંગલ કાગલ, ચારણ્ય જાજ કિયાંય ચડી;
ધરણીધર ધાહ નસી ધરતી, બળવંત ઈસોય ઘટે ન બડી;
ધર ધાયતું ધાયતું ધાયતું જોગણિ, કાગ સુધાહ તે કાન ધરો.
કડકચો બ્રહમાંડ ધુખાર ધરી કર, કોપતે કાગલ માત કર્યો;
જીય કોપતે કાગલ માત કર્યો....૭

છપ્પય

કિયો રૂપ વિકરાળ, શક્ત વટ ચારણ કારણ
કિયો રૂપ વિકરાળ, આપરા દાસ ઉધારણ;
કિયો રૂપ વિકરાળ, ધરાને દેવા ધારણ
કિયો રૂપ વિકરાળ, મહા દૈતાં સર મારણ.
વિકરાળ રૂપ વિશ્વંભરી, તરત વેરિ મદ ત્રોડજે;
કાગ બાઈ કરની અકર, ધાહ સુણી ઝટ ધ્રોડજે. ૧

 

## આઈ રવરાય—રવેચી

### દોહા

આદિ અનાદી ઈશ્વરી, અસટ પરાક્રમ આઈ;
તે દેવી [૧]અરડૂ તણી, રૂપ વડી રવરાઈ. ૧

અનહદ પરચા એહરા, કરિયાં અનહદ કાજ;
તા ચરણે નમિ તેહરા, અણુ ભર વરણું આજ. ૨

ચારણ વંશરો સૂરજો, માવલશી મહરાજ;
ધરાકચ્છ લાખો ધણી, જહાં વાસ કુળ જા'જ. ૩

બાળ વાણ હિકમત ખડી, થરહર રાજન થાટ;
આયો કચ્છ મેં ઉકરશી, ભડ ધ્રૂજાવણ ભાટ. ૪

ઝાઝા રાજન જીતિયા, બહૂ બોલાવલ બાળ;
સુવ્રણરા પૂતળ છપન, હોડેં જીત હઠાળ. ૫

કચ્છ ભૂપરી કચેરીયેં, માંડ્યો મદભર વાદ;
સમરી માવલ શક્તને, ઊપર આદ અનાદ. ૬

આધી રાતેં આયકે, મૂખ વહી મહમાય;
"હારિશમાં માવલ હયે", બોલી એ પઠ બાઈ. ૭

"ભડકયે મત તું ભાટ સું, અણુમેં અચરજ કાંય;
બોલે બાળ અક્રર બહૂ, જીભ વસી મુખમાંય. ૮

---

૧. અરડૂ=પરજીઆ ચારણોની એક શાખા અથવા અટક.

હોડ માંડ્ય કાશ્યપ હરા, રાવ સંગ ધરિ રોષ;
કાદવરો કુંભ જ કયેં, સો ખોલે નહિ સોસ. ૯

નવનાળી નીપાવજ્યે, એ પઠ બોલી આઈ;
લલકારાં નવનાળિયેં, રૂપ વડી રવરાઈ. ૧૦

બેધક કુંભ બોલાવીયો, લાજ ભાટરી લોપ;
અણુરૂં થાનક હે અસું, આજ મજાદર ઓપ. ૧૧

મૂંજે મેખો માનિયો, તે અરડૂ ટીલાત;
આઈતણે થાનક અયો, પાડો લે પરભાત. ૧૨

સઁવત ઓગણી સડસઠેં, બનિયો ગાઢ બનાવ;
અઠે શકતિયું આવિયું, ભુજબળ ધરિ ધરિ ભાવ. ૧૩

શકત એક પીઠા સધુ, જીવી ભજ જોરાળ;
ત્યોં બીજી લખમણ તણી, રૈયાં જો વિકરાળ. ૧૪

છંદ દૂમલ

વડીયું વકરાળિયું, રૂપ રઢાળિયું, લોબડિઆળિયૅું ચારણિયું;
જીય લોબડિઆળિયૅું ચારણિયું-ટેક

પરભાત સમે મચતાંય પરાક્રમ, જંગ અતાગઁાય, જોગણુરો;
ઠહઠીડહ ડાકઁાય, ઢોલ ધમાકઁાય, હોવત હાકઁાય, દોગણુરો;
મળિયા ગણુ ચારણુ સાથ ઘણા, ગઢ ગોમ પડાં તળ ચોગણિયું.
વડીયું....૧

હુઠલે વળ હોળૅાય,ગાવત ચોળૅાય, ટોળ અતોળૅાય, આપતણા;
કરતીય કિલોળૅાય, આજ અતોળૅાય, તાકત ટોળૅાય, વારણુરા;
કરડાય કકોળૅાય, ગાઢૅાય ગોળૅાય, રૂપ ખૅઓાળૅાય, જો બણિયું.
વડિયું....૨

અણુહીં વખતેં તણ દોરિય સેખોય, રોષલ આગેંચ મૂક દિયો;
ભભકેં ગલ ગાંડોય, ભૌ મદમાં, વગડે ધક મારેંચ ભાગ ગિયો;
અણ ટાણેય ઊઠિય, રોપેય રૂઠિય, જીવિય જૂટિય સોગણિયું.
વડિયું....૩

કડ ક્રોધિય કાળિય,વીશ હુથાળિય,જો મચરાળિય, ભે ભડકયો;
અણ તાગ અમાપોય, સાર્યોય થાપોય,રાર દઈ દકળો રડકયો;
ડણકે નવ ડાઢ્યોય, જોમે યૅ જાડોયૅ, પાડ્યોય પાડોય, ધૂબણિયું.
વડિયું....૪

કસિયાં વર કમ્મર, શોણિત સમ્મર, ધારણ ત્રીણ જગે ધરવા;
ડહ ડાઢડ ડોઢૅાય, માંડયૅાય સોઢૅાય, પાન રગદ્દડ કો કરવા;
જગ કાળિય જાડોય,ખો ધ્રમ બાડોય પીધોય પાડોય લોયણિયું.
વડિયું....૫

જુગ ચારેય જાણિય,રાખ્યુંય પાણિય,વાત વખાણિય ભૂપતિયેં
જગ હે અસિ જીવિય, કાયમ જીવિય, તેમ રૈયાં શકતી સતિયેં
અરડૂચ ઉજારણ, તારણ ચારણયું, 'કાગ' વખાણત જોગણિયું.
વડિયું વકરાળિયું, રૂપ રઢાળિયું, લોબડિઆળિયું ચારણિયું;
જીય લોબડિઆળિયું ચારણિયું.....૬

 

# વીશહથી વાઘેશ્વરી

(નીચેના છંદમાં દેવી ભાગવતનો ટુંકો ટુંકો સાર છે.)

### દોહા

નમો યાન નાહર ભુજા અષ્ટ દશં અદભૂત;
વક્ત્ર અમિત બિધુ સમબરન ભાલ કોટિ રવિભૂત. ૧

રક્ત રૂપ પટ રક્ત રહ રક્ત અક્ષ રણુ રંગ;
રક્ત પયજ પદ રજનકો ભયો કાગ ચિત ભ્રંગ. ૨

શામ શરિર બિચ શામ ચખ શામ નામ ભવ શામ;
શામ યાન શામા નહિ ચરન ચહત ગતિ શામ. ૩

શ્વેત સ્ફાટિકા સોહતી શ્વેત રદન વપૂ શ્વેત;
શ્વેત સરોરૂહ સોહકર શ્વેત સુ કાગ સમેત. ૪

પરમ શક્તિ કૃતિ પરમ પર પરમ ગતી અપ્રમાન;
પરા વાક મતિ પરમ પદ પરમ ભક્ત જીન પ્રાન. ૫

જનની જીણુ જાયો જગત જગત જાત જીણુ જાત;
જગત જૂરિ જીણુમેં જરત જગજનની અણુજાત. ૬

ભરની ભવા ભૂવિ ભરનકો ભરની ભવેશ ભુતેશ;
ભરની અભય ભવ ઉદર ભર ભરની કાગ ભુજગેશ. ૭

કેતાં હું  વરણુન કરાં અવરણ તોરાં આઈ;
કોઈ ન પારલિયો કથી મતિ કેતી મહમાઈ. ૮

દેવ પડે જદિ દૂખમાં પરમ કરે પોકાર;
વીશ ભજી વાઘેશ્વરી સરજત રૂપ સકાર. ૯

## છંદ મોતીદામ

સરજ્જત રૂપ અનૂપ સકાર, પ્રચંડ ભુ કાન લગેય પુકાર;
અજીતાંય તુંજ હુતી અન વેશ, દેવાધિય દૈત ન જાણેય દેશ.

પરંભવ યાં ન પતંગ પ્રકાશ, હુંતા નહિ ચંદ મરૂત હુતાશ;
સતાદિક નાંહિ તલાદિક સાત, પરેનહિ સંધ્ય ન મધ્ય પ્રભાત.

કછુ નહિ તેજ અતેજ ન કાય, વિદ્યુત ઉડગ્ગન ના વસુધાય;
અપાંપાંય આપોય આપ અકેલિ, કથી નંહ જાય કરંત સુ કેલિ.

બ્રમા હર આરૂઢ કીય વિમાન, સરાસર તોહી દિખાવણુ સાન;
અનંતાંય ભૂ જલધી ખ ઉમેલ, અડેડત મૃત દધીય અકેલ.

નિરખ્યોય દ્રિપ મણી યહ નામ, વિરાજતિ ઘોર વનં અનવામ,
કપાળેંય સૂરજ કોટાંય કોટ; જળંકત તેજ નિરંખત જોટ.

વરેંમડ કોટિય રોમ વિરાજ, સનાતન વિશ્નુ વિરંચિય સાજ;
નપારાંય જોયાય અંગ ત્રિનેત, સનક્કાયદિકસુ ઈંદ્ર સમેત.

કરાલ કુ દૈત્ય રૂ ભક્ત કૃપાક્ષ, પૃકૃતિય બોલિ તહાં પદમાક્ષ;
તમુંનેય મેં સરજ્યા તતખેવ, સરજ્જોય જગ્ગ કરી મમ સેવ.

અભે થઈ સૃષ્ટી કરો અણપાર,પડે દુઃખ તો કરવોય પુકાર;
સુણી સબ દેવનકો વર સાદ, પ્રગ્ગટુંય આપોય આપ પ્રસાદ.

પજ્યા મગ પૂરૂષ બ્રહ્મ પુરાણ, વદંત ચકીત થકીત વખાણ;
ભુજંગાંય શૈન કિયો ભગવાન, ખણ્યા મધુ કૈટભ કુ બળવાન.

પુરંદર ત્રાહિ કિયો પરમેશ, ભુમીધર નીંદ જગ્યો ભગતેશ;
હુમ્મકીય કીન હરી જબ હાક, ચઢ્યો જલધી અવધી તજ ચાક.

હજારાંય જૂગન પામિય હાર, પ્રમેશ્વર આરત કીય પુકાર;
તત્તખણ જોગણિ અંગ તમંક, હણ્યા મધુ કૈટભ એક હમંક.

મહા મહિખાસુર જાગ મદંધ, ધરાધર ધ્રૂજત શાક્ર અધંધ;
ઉથટ્ટીય ઈંદ્રસુ આસન આપ, પ્રચંડ પ્રમોઘ પ્રતીવ્ર પ્રતાપ.

દહીત સું જુદ્ધ ચળ્યા ત્રયદેવ, તછટ્ટિય માર વિજે તતખેવ;
લિયે ત્રણ રાજ રૂ ભે ન લગાર, હરી બ્રમ્માદિક પામિય હાર.

સબે મીલ એહ કિયોહ વિચાર, નિવારણ દૂઃખ અબે કુન હાર;
અરી દમની કહી માત અરાધિ, ચલી પ્રગટી હદ છોડ સમાધિ.

લખી સબ સૂરનકો યહ હાલ, વળે ભરિ તેમ બનીં વિકરાલ;
હમક્કીય બાહની કી અશિ હાક, હુતાળિય વાગિય ડમ્મક ડાક.

અતંતકિ ક્રોધ ભુજાય અઢાર, ભૂજંગ કરંભ ન જીલેય ભાર;
હલક્કિય વ્યોમ કિયે અસી હૂંક, કુતક્કિય જાંણુ પ્રલેનળ ફૂંક.

હદંતજ કીન મદં ભર હક્ક, અસુરાંય નારિખસ્યો અરભક્ક;
બછૂટાય દૈત સુણિ બળવંત, ખરેખર કાળ ધકાંય ખસંત.

મહીખાય સૂરકી સેન ઉમંગ,તજી હદ જાંણુ સમૂદ્ર તરંગ;
બલંધર બાસ્કર તામ્ર બિલાડ, રણુંધર ઘોર કરે મુખરાડ.

છુટા અશલોમ પટા ચિખશૂર, દુરં મખ જૂદ્ધ રહે નહિ દૂર;
નરાં ભ્રખ લોચન ધૂમ્ર નિરાય, ખટક્કેય શ્રાસ ત્રિભૂવન ખાય.

ધ્વની રણ શંખરૂ હીંક ધમંક, તપી સબ ચંડિ સુ અંગતમંક;
ધધક્કર ધૂણિ સુ ધંગ ભૂધંગ, ભટક્કિય ભૂમિ ભ્રમંત ભૂજંગ.

અઢારાંય હાથ લંબાવિ અચૂધ, જટાજટ ઘોર મંડાણોય જૂધ;
છટાછટ બાણ કરાલ છૂટંત, તટાતટ તૂંડ અનંત તૂટંત.

હટા હટ એકની એકાંય હોત, ખટાખટ ભૂજ ગલં પદ ખોત;
રટા રટ માર સુ માર રટંત, કટા કટ ચંડિ કપાલ કટંત.

ઉતે મહિખાસુર હક્ક ઉચાર, હડેડતિ માત ઇતં હલકાર;
વધ્યો રણ દૈત મહા વિકરાલ, કિયો તવ કોપ ભવાનિ કરાલ.

ખડક્કિય કાઢિય ઘોર ખડગ્ગ, દશે દિગપાલ થડક્કિય ડગ્ગ;
ત્રડક્કિય કોલ લટ્યો અસમાન, ભડક્કિય ભ્રમ ભુલે ભન ભાન.

જરે ચખ લાલ કરાલ જવાલ, કિયે મહિખા પર ઘાવ ક્વાલ;
ધસ્યે ભડ ઢુંઢક ભે ભુવ ધંધ, પટક્કિય સીંહ ગ્રહ્યો કુ પ્રબંધ.

રદે હરિ હૂંક ન કીન કુરારિ, ધધક્કિય માત તબે અણુધારિ;
કરેવાય દાનવ વંશ કદન્ન, વધી નભ કાલિ કરાલ વદન્ન.

કરં બધ દેવ વિનંતી કરંત, જયે ભવ તારનિ ગ્રત્ત જરંત;
ગનં રિશી કિન્નર ચારણ ગાત, અજાતિય જે કહિકેં અવગાત.

જયે મહ ભદ્ર શિવા અદ્‌ભૂત, નમે નરસિંહિ વરાહિ અભૂત;
નમે અજ ચોવન અંગ અરંગ, નમે જન પારન જંગ અભંગ.

નમે સબ ઠોર સુરેંદ્ર નમંત, નમે નભ થાહ ભવેશ ભ્રમંત;
હતી તુંહિ માતાય એ ભવ મુંજ, તવાં જગ બાળ હતો જન હુંજ;
હશાં તોહી બાળક આગળ હુંજ, તવેળાય માત અમારિય તુંજ.

મજાદર ગ્રામ સુ બાલ નિવાસ, પરંજગ ભાયલ તાત પ્રકાશ;
કથે શિશુ ચારન કાલિય કાગ, કિયો પણ ઔર કરો અનુરાગ.

દોહા

મોતીદામ યહ છંદ હે તીસહુ ચરન સૂજાન;
સૂકવિ સરવ સુધારિયો અનમતિ સેં હું અજાન. ૧

સંવત ઉનીસ બ્યાસી સુગમ: નૌમી ચતર માસ;
કાગ કહે કર જોરિકેં તા દિન પૂર્ન પ્રકાશ. ૨

# વરળ ચમચમ વીજળી.

## દોહા

ધર હરિયો કઁચવો ધર્યો માથે શામ મલીર;
ચમકી બીજ અશાઢરી ગહુકે મોરાં ગીર. ૧

રીંછડિયું રમવા ચડી નદ નાળાં છલકંત;
પહાડ અઘોલેં આઢિયું સેખડિયું મલકંત. ૨

ઇંદ્ર ધનુષ તાણ્યાં અકળ ગડહુડ અંબર ગાજ;
શાહ્મળે શર પ્રાછટ્યાં વાજ સુણી વનરાજ. ૩[1]

## છંદ સારસી

આષાઢ ગમગમ ધરા ધસધસ વરળ ચમચમ વીજળી;
જીય વરળ ચમ ચમ વીજળી....ટેક

ગડહુડિય સજદળ આભવળકળ મંદ પ્રબળા મલકતી,
દીપતી ખડ ખડ હસી નવઢા શામ ઘૂંઘટ છૂપતી;
અબળા અકેલી કરત કેલી વોમ વેલી લળવળી.
આશાઢ...૧

મદ ભરી મળકી સેલ સાજા ગગન તળ સળગી ગિયાં,
જળ ભર્યાં વાદળ ચડ્યાં અણગળ વરૂણ દળ વિફરી ગિયાં;

---

૧. ઉપલીદોઢની કડી એ, આગળ કોઇ કવીની રચેલ છે. બીજું સ્વ રચીત છે.

પહાડાં શિખર પર દિહણુ પ્રાછટ સઘણુ સેના હૂકળી.
આશાઢ....૨

સાંકળાં ભાંગી મોર ઘનદળ ગગન નિરખી ગેંકિયા,
મળરાત કાળી કઠઠ માજમ પિયૂ ટૌંકયા પપૈયા;
સુણિ ભણુક કાનેં કંથ શોધણુ નમી ધરપર નરમળી.
આશાઢ....૩

વાદળાં કાળાં જુવો વ્રેંમડ આમ સાંમાં આફળે,
હસમસે સાગર લોઢ હુડ હુડ ગગન ઘન નોબત ગડે;
વેરણ્યા કાળા વરા ધરપર વાળ છૂટા વાદળી.
આશાઢ....૪

ખેંચિયાં ઇંદર ધનક ખૂલાં સમરંગી શોભિયાં,
કાંના વિજોગી રાધિકાનાં હરણુ જીં ફડકયાં હયાં;
પચરંગ પાંને કાગ પેખી ફૂલડે ગરવર ફળી.
આશાઢ....૫

છપય

વળકી વ્યોમેંવીજ લજણુ લડહુડતી લાડી,
ડરતી ડરતી દકળ અકળ ફરતી ઘન આડી;
સદછક હાંકલ મેઘ કરે જીણુ વખત કડાકા,
ઉધે માથે અછટ ધરા પર લેત ધડાકા.
અવકાશ સકળ રૂંધ્યો અરક ચડિયાં દળ પવનાં સળી;
આકાશેં સળગી ઉઠી ઇંદ્ર મસાલું ઊજળી. ૧

 

# શ્યામને સંદેશો.

## દોહા

ઉદ્ધવ ગોકુલ આયકેં, સબકોં કહે સંદેશ;
ચેતન ઈશ્વર સર્વકા, નહિ જુદાઈ લવલેશ. ૧

કૃષ્ન કહ્યો ઉદ્ધવ કહે, ગોપીજનકોં જ્ઞાન;
અંતર જ્યોતી ઈશકા, ધરો હૃદયમેં ધ્યાન. ૨

સારે સચરાચરનમેં, જો વ્યાપક જગદીશ;
અબલા સબકા આતમા, ઈશ્વર પ્રાણુ અધીશ. ૩

ગૂઢ માર્ગ જો જ્ઞાનકા, મથજો દૃઢ કરિ મન્ન;
કહ ઉદ્ધવ હરિ કૃષ્નકા, દિલમેં હ દરશન્ન. ૪

વ્યાકુલ વ્રજ વનિતા વદે, લગે ન જ્ઞાન લવલેશ,
કહિયો ઉદ્ધવ કૃષ્ન કોં, સુરતા ધરી સંદેશ. ૫

## છંદ ચરચરી

શામકોં કહિયો સંદેશ, હરિહરિ રટતી હમેશ, વનિતાસહુ
બાલવેશ; નિરબલ નારી—ટેક.

પહિલે પ્રીતી લગાય, ભૂધર હમકોં ભ્રમાય,
ખેલત નવનીત ખાય તાજે તનમેં;
બનમેં કબહુક બુલાય, જીવનજી ભાગ જાય,

તિસદિનકા દગાતાઈ, મોહન મનમેં;
પરહમ નહિ ભેદપાય, જાદવ દિલકા જરાય,
કપટી છૂપે કસાય, ગિરિવર ધારી–શામકોં૦

ઈકદિન બંસી અવાજ, મીઠે સુર મહારાજ,
કીનો હમ છલન કાજ, વૃંદાવનમેં;
ગહરે સુર ગગન ગાજ, રમતા મનુ રાગરાજ,
સંગીત ધર દેહ સાજ, મંગલ મનમેં;
છોડે બંધન સમાજ, લંગર પદ કુલકીલાજ,
કૃષ્ન બદન દર્શ કાજ, શામા સારી–શામકોં૦

કાલી બ્રજકોં કરાલ, વિષધર ભયકારિ બ્યાલ,
નાથે વહી નંદલાલ, ગ્વાલન કાજા,
જીવન દાવાગ્નિ જ્વાલ, પીની હરિ ભક્તપાલ,
કહતે ઉનકોં કૃપાલ, રાજન રાજા;
સુને નહિ કાહુ સ્વાલ, કૈસેં વહિ દીન દયાલ,
હમકોં કિય બુરેહાલ, ઐસીયારી–શામકોં૦

ઈક બહુ કહતી ઉદાસ, અંતર ભર કર ઉસાસ,
દિલહરકોં કહત દાસ, દુખિયનત્રાતા,
ઈનદી હમકોં ન આશ, વસીયો નવમાસવાસ,
કયા કયા કરતી કંઠાસ, દેવકિમાતા;
તિલભર નહિ તાત ત્રાસ, બ્રજકો ભૂલે બિલાસ,
હરદમ કિટ તિન હુલાસ, કુબજાપ્યારી–શામકોં૦

કહતી ઈક ક્રોધપૂર, નાગરદિલકે નિઠુર,
    ધિક હે પર પરી ધુર, નેહમેં તાકા,
આયે ટેરન અક્રૂર, કપટી ખલ મહાક્રૂર,
    જબરે જાલિમ જરૂર, ઉનકે કાકા;
હમસેં રહ દૂર દૂર, ઉનસેં હાજિર હજૂર,
    દુહિજન અબલા દહૂર, કીની ત્યારી–શામકોં૦

વદતી ઈક કર વિચાર, ઉદ્ધવ દુઃખ હે અપાર,
    નારી સબ નિરાધાર, કિન સુખ તાકે,
કીનો હમસેં કરાર, ઊંડે જલમેં ઉતાર,
    પીછેં હર લિયે પ્યાર, મથુરાં જાકે;
દેવે હમકોં દિદાર, વાલમજી એક વાર,
    પર યે છેવટ પુકાર, કાલ તૈયારી–શામકોં૦

શ્યામા ઈક કહ રસાલ, ઉનકો હમ પર હે આલ,
    કીનો નહિ વેવિશાલ, કુટુંબ ત્યાગે,
ભૂધર નવલેત ભાલ, કૈસેં વહિ દીન દયાલ,
    કૂટત નિતનિત કપાલ, રૂદન રાગેં;
શ્યામ ન લીની સંભાલ, કરિયો ઈતની કૃપાલ,
    તુમ સંગ લહિયો સુબાલ, અબ હોં ત્યારી–શામકોં૦

વસિયો મથુરાંમેં વાસ, સુખસેં કરૂણા નિવાસ,
    એક જ સુહિ અંત્ર આશ, રાધા બોલી,
ચીત્તા અપને સુશ્વાસ, ફૂંકે હરિ એજ પાસ,

પરગટ કહું તુંમ પાસ, અંતર ખોલી;
વદતા ગુન વેદ વ્યાસ, બદ્દન કાલા બિકાસ,
દાસનકે કાગદાસ, મુરતી પ્યારી,
શામકોં કહિયો સંદેશ,હરિહરિ રટતી હમેશ,
વનિતા સહુ બાલ વેશ, નિરખલ નારી.

છપ્પય

નિરખલ બાલા નંદ નંદનસુ બાલ ગ્વાલનર,
ઉર ન હોત આનંદ, કંદસુખ કિશન કૃપાકર;
મંદ મંદ મુખ હાંસ, દાસકોં કબી દિખાવન,
ઉદ્ધવનિજ ઉપદેશ, શેષહે પતિત પાવન.
હમકોં ન વહી ભાવત હિયે, શુભ અશુભ વ્રત શૂનકો;
'કાગ' પર્યો હે કાનમેં, ધ્યાન બંસરી ધૂનકો. ૧

 

# પંખી ઉડયું

## છંદ હરીગીત

ઉડયું મજા કરવા અહા પંખી અરે પરદેશનું,
અણુ બોલને કોમળ હતું વય માંય બાળાવેશનું;
નિજ કર્મને જોગે કરી તે ગાઢ જંગલમાં ગયું,
બૂઢાં પંખી બે જ્યાં હતાં આનંદથી ત્યાં જઈ રહ્યું. ૧

મન થઈ મજા માબાપને સંતાન દીધું સામળે,
રમતું હરખથી જોઈને આનંદ દરિયો ઉછળે;
આશા બુઢાંની એ હતી તે દુખડાં અમ ટાળશે,
મોટું થશે બાળક પછી પ્રીતે બુઢાપણ પાળશે. ૨

"આશા બધાંની અમર છે મલકાય આશામાં મતી,"
જગ જીવ તે જાણે નહિ ગોવીંદની શું છે ગતી;
તે લક્ષ કરવું ક્યાં હવે નરને વળી નારે કહ્યું,
નિજ બાળના વીવા નિરખવા રદય એ તલપી રહ્યું. ૩

એ કાળમાં એવું બન્યું સપડાય સઘળાં શોકમાં,
આધાર જે એનો હતો પિતા ગયો પરલોકમાં;
નિજ તાતના તરછોડવાથી રંક બાળક બહુ રડયું,
માળા પતી એ માતનું આધાર એકજ થઈ પડયું. ૪

વૃધપણાથી ડોલતી કંઈ કામ તેને ના કહે,
એ પ્યાર શું છે માતનો સુખ જોઇને બેસી રહે;
મોટૂં થયૂં તે માતનું ત્યાં કામ આડેથી કરે,
જો ક્યાંય છેટું જાય તો દિલમાં બહુ જનની ડરે. ૫

કેવી બની તેની કથા ઉરમાંય ઉપજે છે દયા,
નિજ તાતના એ મોતને આનંદથી વિસરી ગયાં;
કાતિલ હતો તે કુળ તણો અણ મોહ પારાધી અરે,
કરવા તણી એ ના કરે કરવી નહિ એવી કરે. ૬

લખતાં કથા પડશે કલમ તે આવિયો વૃક્ષો તળે,
કરશે હવે નિજ કર્મ તે જોઈ અગ્નિથી અંતર બળે;
સુતૂં હતું માળા મહીં નિજ માત ત્યાં ચોકી કરે,
“ જગ એક આશા હોય જેને દિલ તેનું બહુ ડરે.” ૭

એક તો હતું અંધેર વન વળિ રાત અંધારી હતી,
તેવે સમય તો ચાલતાં મુંજાય બાળકની મતી;
સુતૂં બિચારૂં સુખથી ત્યાં તીર ફેંકયો તે સમે,
કોમળ કલેજું વીંધિયું ગોવિંદ એ તુંને ગમે. ૮

માળા મહીં એ મોત વખતે માતને બાધી પડયું,
છુટી ગયા કર શક્તિ વિણુ તે વખત હાળહુ તડફડયું;
નિરમળ ઉઘાડી આંખડી નિજ માતને નીહાળવા,
આંખે અંધારાં આવીયાં જબરો હતો જાલીમ ઘા. ૯

કે’વું હશે નિજ માતને છેલી વખતનું શું અરે,
જોરે ઉપાડે જીભને પણ વેંણુ તો કયાંથી વળે;
હું કાગ ભાષા જાણતો આ જોઈને કાગે કહ્યું,
રોતી કકળતી માતનું હું જાણતો નથી શું થયું. ૧૦

 

# આઈ નાગબાઈ

લગભગ ચારસો વરસ અગાઉની સોળમા સૈકાની આ વાત છે. પ્રસિદ્ધ ભક્ત-કવિ નરસિંહ મહેતાનાં સત માપવા સોરઠના રાજા 'રા' માંડળિક' ની બુદ્ધિ ફરી. ભક્તને કેદ કર્યો. છુટકારાની શરત જણાવી, "તારો કૃષ્ણ તને હાથોહાથ ફૂલનો હાર આપી જાય તોજ બંધીખાનાથી મુક્ત થઇશ."

એક દિવસ અને અર્ધ રાત વીત્યાં: પોતાના ઇષ્ટ દેવની પત જાય તે ભક્તથી સહન ન થયું. આત્માની અકળામણમાં નીચેની પ્રભાતી ગવાઈ ગઈ.

હારને કારણ નવ મારીયે,
હઠીલા હરીજી અમુને;
મુને માર્યાનો મારા નાથજીરે,
દોષ ચડશે તમુને....હારને૦

ભક્તનો પુકાર સાંભળી ભગવાનની નીંદરૂં ઉડી વૈકુંઠ છોડ્યો, હાથો હાથ હાર આપ્યો.

* * *

પોતાનાં સત માપનાર 'રા' માંડળિક' પર વૈષ્ણવની આંતરડીએ ઊંડી ધા ઉચ્ચારી, "રાજા શ્રાપ આપવાનો મારો ધર્મ નથી, પણ તારાં આવાં કૃત્યોનો બદલો દેનાર થોડાજ વખતમાં તને મળી રહેશે.

*　　　　*　　　　*

જૂનાગઢથી દક્ષિણ દિશામાં આવેલ મોણીયા અને દાત્રાણા ગામમાં ‘ હરજોગ ’ નામના ચારણને ત્યાં સાક્ષાત યોગમાયાનો અવતાર આઈ નાગબાઈ અવતરેલ. એમના ગિરાસનાં ચોરાશી ગામ હતાં. એમનો પતિ ગુજરી ગએલ. આઈની જીભે સતનો વાસ હતો. આંખુંમાં ચારણી દેવ-તેજ હતાં. જે દિવસે મે’માન ન હોય તે દિવસે અનાજ ન ખાવાનાં એને આકરાં નીમ હતાં.

આઈને નાગાજણ નામે પૌત્ર હતો. તેની સ્રીનું નામ આઈ મીણબાઈ. એનાં દેવરૂપ સામે ઈશ્વરની સૃષ્ટિનું સૌંદર્ય ઝાંખું લાગતું.

*　　　　*　　　　*

ભક્તને કેદમાં પૂરેલ તે પછી થોડાંજ વર્ષોએ આ પ્રસંગ બન્યો. જૂનાગઢના કોઈ હજામે આઇ મીણબાઈનાં રૂપની વાત રા’ને કહી. ભક્તની દુભાયેલ આંતરડીના શ્રાપથી ‘ગંગાજળીયા રા’ની દાનત બગડી. પોતાની આસુરી વૃત્તિ પૂર્ણ કરવાનો એણે વિચાર કર્યો.

‘અપર ડોડીયા’ નામના રજપૂતને અને ‘કઠલ’ નામના વાણીયા કારભારીને આઇને નેસડે મોકલી કહેવરાવ્યું કે ‘રાજ્યના વછેરાને દૂધ પાવા માટે તમારી દુઝણી ગાયો-ભેંશો આપો.”

આઈ નાગબાઇએ મીઠી વાણીમાં ઉત્તર દીધો,

"બાપ, ગંગાજળીયા રા'ને કહેજ્યો કે ચારણનાં દાણ રજપૂતથી ન લેવાય."

વાણીયે આઇના સંદેશમાં પોતાનાં આકરાં વેણ ઉમેરી રા'ને ઉંધું સમજાવ્યું. માંડળિક રીસે ભરાણો આઇ નાગબાઈને ભય બતાવવા અને મીણબાઇનાં રૂપ જોવા પોતે થોડાંક ઘોડાં લઇને સોણીયે આવ્યો.

રાજપૂત રાજા ચારણને ઘરે આવે ત્યારે ચારણ કન્યા એને ગામઝાંપે વધાવે–ચાંદલો કરે અને પછી ઘરે લઇ જાય. રા'મંડળિકને વધાવવા મંગળ સામગ્રી લઇને મીણબાઈ ગામઝાંપે આવ્યાં. "ગરવા પતિ ગંગાજળીયા રા'ને ઘણી ખમા! ક્રોડ દિવાળી રાજતપે" એવો આ-શીર્વાદ આપી ચાંદલો કરવા હેમના ડાંડીયા સરખા હાથ લંબાવ્યા, ત્યાં તો રા' બીજી દિશા તરફ મોં ફેરવી ગયો. બીજી દિશાએ મુહૂર્ત હશે એમ ધારી મીણબાઈ ફરીને ચાંદલો કરવા ગયાં. રા'એ ત્રીજી દિશાએ મુખ ફેરવ્યું અને પછી ચોથી દિશાએ ફેરવ્યું. આમ ચારે દિશાએ રા'ને મુખ ફેરવતો જોઈને મીણબાઇએ આઈ નાગબાઇને કહ્યું: "આઇ, રા' તો ફરતો સે." હિંદુ ગાદીની ઉથલ પાથલના આંકડા આગળથીજ ઉકેલી ગયેલ વૃદ્ધ આઇ બોલ્યાં: "બેટા, રા' નસેં ફરતો, રા' નો દી ફરતો સે. બાપ, તું તો ચારણની દીકરી કેવા! કાંઉ બીઆતી સો." એમ કહેતાંજ મીણબાઇનું કાળ-

રાત્રિ જેવું ભયાનક સ્વરૂપ રા'ના જોવામાં આવ્યું હમણાંજ ભરખી જશે એમ બી ગએલ રા' પાછો જૂનાગઢ ગયો.

જૂનાગઢ જઈ મીણબાઈની માગણી કરી. માગણી કબુલ ન થવાથી આઈ નાગબાઇને ખૂબ ત્રાસ આવ્યો. શ્રાપ આપવામાં વિકમ્પિત હૃદયા આઈએ રા'ને ઘણો સમજાવ્યો;

સોરઠા

હું ભીન ને તું ભા, (ઈ) સગા આગુંનો સંબંધ
(પણ) આવાં કવચન કારડીયા, (કેમ) મૂંપર કાઢસ માંડળીક
ગંગા જળીયા ગરવાપતિ, (તને) વાતુ ન ઘટે વીર
હીણી નજરૂં હમીર, માવતરની નો'ય માંડળીક.
મેલી દે મોણીયાતણું, ન લે જીભેં નામ;
(નીકર)ગઢપત ગામોગામ, (તું)[1]માખણ ઉઘરાવિશ માંડળીક

* * *

પણ રા'ના વંશની ગાદીના આંકડા વિધાતાના ચોપડામાંથી છેકાઈ ગયા હતા. રા' ન સમજ્યો. સતવાદી આઈના દૂભાએલ હૃદયમાંથી વેણ નીકળ્યાં.

નહિ ફરે નીશાણ, નકીબ હૂકળશે નહીં;
(ત્યાં તો) ઉમટશે [1]અસરાણ, મામદશાના માંડળીક.

* * *

---

૧. એટલે તું નપુંસક-પાવૈયો બનીને ગામેગામ માખણ ઉઘરાવીશ.

રા' ગાંડો થયો, નપુંસક બન્યો, બજારે બજારે ભટકવા માંડ્યો. નાગાજણને અને રા'ને ઘણા વખતની મિત્રાચારી. રાજપૂત રાજા અને મિત્ર એવા રા'નું દુઃખ જોઇ નાગાજણે લાંઘણ આદરી. મિત્રનો દોષ ચારણ હૈયામાં ન વસ્યો. રાજપૂતનું દુઃખ ચારણ હૈયું શમાવી શકતું નથી, સહન કરી શકતું નથી.

એક બે ત્રણ ચાર કરતાં પાંચ લાંઘણ થઈ. છઠ્ઠે દિવસે આઇએ પૌત્રને કહ્યું: "બાપ નાગાજણ, મારાં વેણ મિથ્યા થાય તેમ નથી. રા'ના તખતનો અંત આવી ગયો છે. તું ખાઈ લે." નાગાજણે નિશ્ચય ફેરવ્યો નહિ. અને મરણાન્ત લાંઘણ ચાલુ રાખવાની પ્રતિજ્ઞા કરી. આઈના હૃદયને દુઃખ થયું. દુઃખમાંથી કરૂણા જન્મી. આઈ બોલ્યાં: "મીણબાઈ જૂનાગઢ જાય, રા'નાં ઓવારણાં લ્યે. જો રા' એને મા કહીને બોલાવે તો રા'ની ગાદી ચાંદો સૂરજ તપે ત્યાં સુધી તપે."

* * *

વીધા વાજાનો કોઢ ટાળનારો ગંગાજળીયો રા' આજ જૂનાગઢની શેરીએ શેરીએ મૂળા અને ગાજર વીણે છે. મીણબાઈ ઓવારણા લેવા જાય છે, પૂછે છે, "બાપ ગંગાજળીયા સોરઠના ધણી તને કેમ છે ?" રા' હસે છે. અને મીણબાઇને પૂછે છે, "ભાભી તમે

---

૧. મુસલમાન.

કેમ છો ?" ચારણ્ય ક્રોધે ભરાણી. અને બોલી: "તારા હાલ આથી એ 'અધકચા." તુરત જ રા'ના શરીરે કાળો કોઢ ફૂટી નીકળ્યો.

*　　　*　　　*

સતવાદી મનુષ્યો દોષિતને શિક્ષા કરીને, શિક્ષા કરવાથી ઉત્પન્ન થયેલ ડાઘને પ્રાયશ્ચિતથી ધોઈ નાખે છે આઈ નાગબાઈએ હિમાલયમાં ગળવા જવાને પ્રયાણ કર્યું. સગાં સંબંધી તથા ઉપાસકો વળાવી પાછાં ફર્યાં. આઈની વેલ્ય હાંકી એક હરિજને અને તેની સ્ત્રી બેઠી આઈની પાસે. એ બે જણાં આઈનાં છેલ્લાં સંગાથી.

*　　　*　　　*

અમદાવાદ આવ્યું. આઈએ મહમદ બેગડાને બોલાવીને કહ્યું: "આ વખતે જૂનાગઢ ઉપર તારી ફતેહ છે માટે ફોજ લઈને તું જૂનાગઢ જા."

*　　　*　　　*

ધોળી ધજા પડી, હિંદવાણું પલટાણું, કાંગરે કાંગરે કાળો નેજો ફરફરવા માંડ્યો, રા' જીવતો પકડાણો.

*　　　*　　　*

માંડળીકને શ્રાપ આપવાથી આઈના હૃદયને ઘણું દુ:ખ થએલું. આઈનાં શ્રીસુખનાં વચન છે કે:—

"મંડળીક રા' માન્યો નહીં.
મને દેવ ટાળી ડાકણ કરી."

---

૧. અત્યારે છે તેથી વધારે એટલે વધારે ખરાબ.

આઇ નાગબાઈએ પોતાના શરીરને હિમગિરીના બરફમાં સમાવી દીધું.

મોણીયામાં આઇનું મંદિર છે. હરિજન અને તેની સ્ત્રીની ખાંભી આઈના ખોળામાં છે. પ્રથમ તેમને શ્રીફળ ચડે છે. હું મોણીયે ગયો ત્યારે આઈના મંદિરમાં જઈ આઈની સ્તુતિ કરેલી.

### દોહા

સમજાવ્યો સમજ્યો નહીં અળપાણીં મતિ આપ;
નાગર ભક્ત તણાં નકી પરગટ લાગેલ પાપ. ૧
પાપ ભર્યો ગરવા પતી કહ્યું ન માન્યો કેણ;
દિલ દુભાતે દેવની વદતી "નાગઇ" વેણ. ૨

### છંદ સારસી

નકળંક અશરણ શરણ "નાગઇ" હરણ દુઃખ હરજોગરી;
જીય હરણ દુઃખ હરજોગરી—ટેક

મનખોટ મહિપત મેલ માજા અમ ધરાં પર આવિઓ,
રજવટ તણી નહીં રીત રાજા લાવ લશ્કર લાવિઓ;
હું ભીન ભા તું પુણ્ય પાજા ધરણ કાં અંવળી ધરી,
નકળંક૦ ૧

કળરૂપ ધ્રાંખ્યો નહિ કટકે ધરાપત ગરવા ધણી,
લાંઘણ્યો સાવજ કેમ લટકે ભરખ કરવા તૃણ ભણી;

દળ અકળ મોદળ દણિઅણું પતિ જો વિચારી મન જરી,
નકળંક૦ ૨

દશકંધરા મન હાલ દેખ્યે વીઠલેં વૃંદા ચળી,
ભડ ભોગ ભૂપત નો’ચ ભુંડા મા તણે શર માંડળી;
વળબાપ પાછો તાપ ત્યાગી પાપ મનનું પરહરી,
નકળંક૦ ૩

કર ખડગ મંડળિક બોલ કક્રરાં વચન ધક અવળી વળી,
અણુ સમય બૂઢ્ઢી તણે અંગે કોપ જ્વાળા પરજળી;
વરાટ રૂપેં ઘાટ વધિઓ આંટ ભાંજણ મદ અરી,
નકળંક૦ ૪

મહમાય એતક નાટ માંડ્યો પાટ જૂનો પલટવા,
ખેચરી અવળો હાટ ખોલ્યો થાટ અધરમ થંભવા;
વેરી ઘરાંપર ડાટ વાળણ અણ વખતરી આકરી,
નકળંક૦ ૫

અશરાણ સોરઠ પરેં અણગળ હેમરાં દળ હાલશ્યે,
કલબાણ જૂને હુકળ કર મહમંદશાનાં માલશ્યે;
રઘુવીર મંદિર જીયાં રાજત પીર તકિઆ પરવરી,
નકળંક૦ ૬

ખટ માસમાં ખત્રિઆણિઓનાં સઘટ ઓઝલ છુટશ્યે,
અરિ વિકટ ઉપર કોટ આખો લા અલ્લા કહી લુંટશ્યે;

પકડાશ્ય તું હત ભાગ્ય પાપી દાઢિઓથી મન ડરી,
નકળંક૦ ૭

ભૂકંપ લાગ્યો તદી ભેંકર ધ્રૂખળ્યેં ગરવો ધણો,
સુખ દિહુણુ શરણાં કાગ સેવત દૈત્ય ભૂપત નેં દણો;
હાલી હિમાળા ઉપરેં હું દેવ મટિ ડાકણ ઠરી,
નકળંક૦ ૮



## પ્રસ્તાવિક–કાવ્ય

### છપ્પય

### બુરા કયા

બુરો ભ્રાતમેં કલેશ, બુરો ઘર પીઠ લરનમેં,
બુરો આફ્રમકો વ્યસન, બુરો પરતંત્ર ફરનમે;
બુરો મૂર્ખકો નેહ, બુરો નિચ પાય પર્યોસો,
બુરો નારિ એકાંત, બુરો આલસી ભરોંસો.
જગ બુરો મિત્રસેં કપટ જો, બુરો અધમ ક્રમ સાધનો;
સત "કાગ" સ્વામિ સંસારસેં, બુરો બલીસેં બાધનો. ૧

બુરો ઘાત વિશ્વાસ, બુરો નાદાન બઢ્યોસો,
બુરો વેદ બિનુ વિપ્ર, બુરો શ્રુતિ શૂદ્ર પઢ્યોસો;

ખુરો સભા અપમાન, ખુરો મહિપાલ કૃપણુમન,
ખુરો મહંત ચિતછુદ્ર, ખુરો રોગિષ્ટ મહદ તન.
મદ ખુરો ચોગિ નારી મિલન, ભય રંજ ખુરો ભગ્તમેં;
સત 'કાગ' સ્વામિ સખસેં ખુરો, માન ભંગ નર જગ્તમેં. ૨

ખુરો પાન પય બ્યાલ, ખુરો અખલા પ્રધાન પદ,
ખુરો શત્રુ ગ્રહ ગમન, ખુરો યૌવન રૂ રાજમદ;
ખુરો પ્રાતમેં શયન, ખુરો સેવકસેં હસવો,
ખુરો અકલ જલ સ્નાન, ખુરો કુગ્રામહિ વસવો.
પ્રહિ ખુરો મ્લેચ્છ તન સો સદા, ખુરો છિદ્ર પર ખોલનો;
સત 'કાગ' સ્વામિ સંસારમેં, ખુરો અતીસુખ બોલનો. ૩

ખુરો વૃથા વીવાદ, ખુરો તન ક્રોધ તપિનકો,
ખુરો નાશ લગિ ધીર, ખુરો ચિત લોલ જપિનકો;
ખુરો ક્ષત્રિ અતિ શાંત, ખુરો બિનુ કંઠ સુગાયન,
ખુરો અજાનિત પંથ, ગુરો બિનુ રૂપ દીર્ઘતન.
બહુ ખુરો સમય અતિહે ખુરો, ખુરો કાર્ય બિનુ ગર્વ હે;
સત 'કાગ' સ્વામિ સંસારમેં, ખુરો ભજન બિનુ સર્વ હે. ૪

## જીર્ણ.

જીર્ણ હોય પંડીત, અગમ ઇતિહાસ સુનાવે,
જીર્ણ હોય જળ ભસ્મ, અહરનિશ અતિ બલ આવે
જીર્ણ મંત્રિ જો હોય, રાજકોં ભયસેં બચાવે,
જીર્ણ વેદ અરુ નેહ, શરિર ચિત બ્યાધિ હટાવે.

કવિ ભસ્મ મંત્રિ મિત વૈદસો, પાંચે જીર્ણ ભલે પૂરો;
સત 'કાગ' સ્વામિ સંસારમેં, દેહ જીર્ણ ઇક હે બુરો. ૫

## મરદ

એક બચન અણડોલ, બોલ બંધન નહિ પાવે,
ધરે છત્ર શિર ધર્મ, બિપતસેં જીવ બચાવે;
કરે ન કિનકી આશ, આશ ભુજબલ ઇશ્વરકી,
સદા હૃદય બલ સિંહ, પરસ અબલા નહિ પરકી.
શુભદાન કરન સમ હે સદા, કંગાલ નહિ કર કરદહે;
સત 'કાગ' સ્વામિ સંસારમેં, મિલન યોગ્ય સોઇ મરદહે. ૬

પ્રસન હોત જિન પરે, તિનકો કષ્ટ હટાવે,
ચડ્યો કોપ જિન સાથ, લૂણ તિનકે ઘર વાવે;
જિનકોં અપનો કહ્યો, સોઈ તક મરન નિભાવે,
ભાગ્યવાન ભરપૂર, ખાજ અણખાજ ન ખાવે.
રણધીર ભક્ત શ્રીરામકો, કરનિ ઉગ્ર ચિત શરદહે;
સત 'કાગ' સ્વામિ સંસારમેં, મિલન યોગ્ય સોઈ મરદહે. ૭

## ના મરદ

હૃદય નહી ઇક રંગ, કરે પલમેં બહુ પ્રીતી,
બાંધે પલમેં બેર, સ્થીર મનકી નહિ સ્થીતી;
મૂહ ભને સનમૂખ, પીઠસેં કરત બડાઇ,
વદત કાહુ ભય બચન, તબે થરથર ચિત થાઈ.

કંજૂસ દીલ કલપાંત ચહે, દરિદ્ર રૂપ જિહિ અરિ દહે,
સત 'કાગ' સ્વામિ સંસાર સોઈ, મૂંછ ભલે ના મરદહે. ૮

અર્થિ આશ કરિઆત, તબે નિજ સંકટ ગાવે,
કરે જો કિનકો કાજ, સોઇ ઘર ઘર દરશાવે;
દુષ્ટ જબે ભય દેત, તબે ધન દેત હિ તિનકો,
પૈસા હે જિન પ્રીય, તાત નહિ ભ્રાત સુ જિનકો.
કર ભરત ઉદર ચે કીટ જ્યોં, પરમેશ્વર સંગ પરદહે;
સત 'કાગ' સ્વામિ સંસાર સોઇ, મૂંછ ભલે ના મરદહે. ૯

## દુષ્ટ

કરત અકારણ ક્રોધ, સદા બહુ રંક સતાવે,
અંગ વૃથા ઉનમાદ, ગૂન અપનો મુખ ગાવે;
ત્રિયા અવરકી તકે, વેર અણડગિત સંતપર,
વદત અમંગળ વચણ, જૂઠ પાપીષ્ઠ ગર્વધર.
તસગરી ઓર ચાડી તખત, પર બુરાઇમેં પુષ્ટ હે;
સત 'કાગ' સ્વામિ સંગ છોડિયેં સદા સોઇ નર દુષ્ટ હે. ૧૦

ગિને ન ગૂન હજાર, દોષ રતિ ભર ચહ દેખે,
કહું કો બિગરત કાજ, પ્રસન મનસેં અતિ પેખે;
કહ્યો ન કિનકો કરે, ધરે નહિ ચરન ધરમ મેં,
રામકથા નહિ રૂચે, ધુરંધર દંભ ધરનમેં.

સંતાપ સબકું ચાહત સહી, ચિત્ત નહીં સંતુષ્ટ હે;
સત 'કાગ' સ્વામી સંગ છોડિયેં, સદા સોઇનર દુષ્ટ હે. ૧૧

## કઠિન

કઠિન વેણુ અણુભંગ, કઠિન મન ધીર સંકટમેં,
કઠિન પાલબો નેહ, કઠિન રન ખડગ ઝપટમેં;
કઠિન વેરિ પર ક્ષમા, કઠિન ભાષન બહુ જનમેં
કઠિન દુખિન કો શરન, કઠિન પરદેશ ગવનમેં.
દાતાર વહી અતિ કઠિનતા, દયા કરન મન દીનહે;
સત 'કાગ' મનૂયે સર્વસેં, કામ જીતનો કઠિન હે. ૧૨

કઠિન જગત બ્યહેવાર, કઠિન હે ભજન કૃષ્નકો,
કઠિન વેદકો પઠન, કઠિન સુણ ઉતર પ્રશ્નકો;
કઠિન રાજકો કાજ, કઠિન ઇક રંગ મરન તક,
કઠિન ઇષ્ટ વીશ્વાસ, કઠિન પદ ભરન સદાહક.
ગંભીર વરત સોઈ કઠિનતા, લગ્યો જીવ જગ લીનહે;
સત 'કાગ' મનૂયે સર્વસેં, કાળ ઝપાટો કઠિન હે. ૧૩

## મરો

મરો વૃથા ધરમાન, મરો શ્રીવાન કૃપણમન,
મરો દાસ નાદાન, મરો મત વિરૂદ્ધ ભ્રાત તન;
મરો મિત્ર સ્વારથી, મરો ખુશામતિ કવિજન,
મરો એક મત મૂંઢ, મરો વિશ્વાસ કરનહુન.

નિજ કૂલ તણી ઈરષા કરન, ઝુંપ સદા તિનકી જરે;
સત 'કાગ' કરે પરહીત સોઇ, મુગટ દેશકો મત મરે. ૧૫

## રુકે

કરી કોંતસેં રુકે, રુકે દાવાનલ જલસેં,
ગરલ સુધાસેં રુકે, રુકે અરિદલ ભુજ બલસેં;
ક્ષુધા રુકે અનખાન, રુકે જલપાન તૃષાકો,
રુકે હૃષતેં શોક, રુકે સત બિધન મૃષાકો.
રામ કૃષ્ન ભાવેં રુકે, દયાધિ રુકે અદય કોં;
રુકે મોર હંસ 'કાગ' તેં, (ઈક) રુકે વેગ નહિ હૃદય કો. ૧૫

## મુહિત

મુહિત મેઘસેં મોર, મુહિત ઘનઘોર ચોર મન,
મહિલા કામી મુહિત, મુહિત કંજુસ પ્રગટ ધન;
પતંગ જ્વાલસેં મુહિત, મુહિત ભટ ક્ષત્રિ ખડગ રન,
મુહિત ગાન ગન દેવ, મુહિત ઇક પપિહ બુંદ ઘન.
વત્સ મુહિત નિજમાતમેં, મુહિત મુની શુભ પૃક્ષસેં;
ચારન સબકી રહમસેં, 'કાગ' મુહિત ભય કૃષ્નસેં. ૧૬



# અગાઉથી થયેલા ગ્રાહકોનાં
# મુબારક નામો



| પુસ્તક | નામ | ગામ |
| --- | --- | --- |
| ૧૦૦૧ | નેક નામદાર મહારાજા:સાહેબ કૃષ્ણકુમારસિંહજી બહાદુર | ભાવનગર |
| ૧૦૧ | સર પ્રભાશંકર પટ્ટણી કે. સી. એસ. આઈ. | ,, |
| ૧૦૧ | મે. દરબારશ્રી ઉનડભાઈ ભાણભાઈ | ડેડાણ |
| ૧૦૧ | ,, રાણાશ્રી જોરાવરસિંહજી કેસરીસિંહજી | દેત્રળીઆ |
| ૧૦૧ | ,, જાડેજાશ્રી અર્જુનસિંહજી જેઠીજી | મેંગણી |
| ૧૦૧ | ,, દરબારશ્રી વરૂ ઓઢાભાઈ દાદાભાઈ | કાતર |
| ૧૦૧ | ,, સૈયદ બાપુમિયાં ભીખુમીયાં | મોરંગી |
| ૧૦૧ | ,, સૈયદ અકબરઅલી મુસાહેબમીઆં | શીફાદ |
| ૧૦૧ | ,, દરબારશ્રી વીસાભાઇ લાખાભાઈ | સેદરડા |
| ૫૧ | ,, છેલશંકર જયકૃષ્ણ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ | જુનાગઢ |
| ૫૧ | ,, ગજાનન ઉમિયાશંકર ભટ્ટ બી.એ.ડીપ.ઇડી.એમ.ઇડી. એમ. આર. એસ. ટી. કે. ખા. ઉપરી અ. | ભાવનગર |
| ૫૧ | ,, રાણાશ્રી મનુભા ન્હારસિંહજી પો. સુપ્રી. | જામનગર |
| ૫૧ | બેનશ્રી નાનબાબાઈ; ખુમાણશ્રી પીઠા વાજસુરના વિધવા | શેલણા |

| પુસ્તક | નામ | ગામ |
| --- | --- | --- |
| ૫૧ | બેનશ્રી વિરૂબાબાઇ ખસીયા ભુરાભાઇના વિધવા | મોણપર |
| ૫૧ | મે. દરબારશ્રી કેશુભાઈ તથા રામભાઇ | દેગવડા |
| ૫૧ | ,, દરબારશ્રી જોધાભાઇ તથા સાદુળભાઈ | છાપરી |
| ૫૧ | ,, રાયજાદાશ્રી દોલતસિંહજી ખોડુભા ફો. | વીસાવદર |
| ૫૧ | ,, ખસીયા કાળુભાઈ નોંઘણુભાઇ | સેદરડા |
| ૫૧ | ,, વરૂ ભીમભાઇ તથા કાળુભાઇ | નાગેશ્રી |
| ૩૧ | ,, અહમદમીઆં સાહેબ નુરૂદીનમીઆં | પો. ઇ. વેરાવળ |
| ૨૫ | ,, નામદાર કુમારશ્રી વિજયસિંહજી મંગળસિંહજી | ભાવનગર |
| ૨૫ | ,, ભાસ્કરરાવ વિઠલદાસ એમ, એ. એલ. એલ બી. એડવોકેટ–સરન્યાયાધીશ | ભાવનગર |
| ૨૫ | ,, લેફ્ કર્નલ જોરાવરસિંહજી એમ. સી. સે. સ્ટે. કાઉન્સીલ | ભાવનગર |
| ૨૫ | ,, નટવરલાલ માણેકલાલ સુરતી બી. એ. એલએલ. બી. વસુ. અધી. | ભાવનગર |
| ૨૫ | ,, દુલભજી વાઘજી ઘોઘારી એલ.સી.ઇ.આઈ.એસ. ઇ. સ્ટેટ એન્જીનીયર | ,, |
| ૨૫ | મે. કર્નલ બાપુભા નારણજી ગોહેલ કમાન્ડર ઇનચીફ | ભાવનગર |
| ૨૫ | ,, રાણાશ્રી કૃષ્ણચંદ્રસિંહજી કાળુભાઈ પો. સુપ્રી. | ભાવનગર |
| ૨૫ | ,, હેમચંદભાઈ રામજીભાઈ ચી. એન્જીનીયર | ભાવનગર |
| ૨૫ | મહંતશ્રી રામદાસજી ગુરૂ ગીગા રામજી | પીપાવાવ |
| ૨૫ | મે. જાડેજાશ્રી જસુભા બાપુભા પો. ઈ. | ભાવનગર |

| પુસ્તક | નામ | ગામ |
|---|---|---|
| ૨૫ | ,, ગોહેલશ્રી તખતસિંહજી અજાભાઈ ફો. | ભાવનગર |
| ૨૫ | ,, ગોહેલશ્રી રામસિંહજી દેવીસિંહજી ફો. | સિહોર |
| ૨૫ | ,, શેઠ ભગવાનદાસ ગોકળદાસ | ભેરાઈ |
| ૨૫ | ,, શેઠ અમૃતલાલ છગનલાલ | ભાવનગર |
| ૨૫ | વાળાશ્રી સરદારસિંહજી તથા જોરૂભા તથા પાતુભા | તરેડી |
| ૨૫ | વરૂ રામભાઈ હરપાળભાઈ | કોટડી |
| ૨૫ | વરૂ નાનાભાઈ નાગભાઈ | કોટડી |
| ૨૫ | ધાંખડા ભાણુભાઇ ગીગાભાઈ | રાજુલા |
| ૨૫ | વરૂ હાંકાભાંઈ | દુધાળા |
| ૨૫ | વરૂ કાળાભાઈ | સેલણા |
| ૨૫ | મોભ ગીગાભાઈ તથા બાઉભાઈ | સાંગણીઆ |
| ૨૫ | મે. હીમતલાલભાઈ સોમનાથ | ભેરાઈ |
| ૨૧ | ,, દરબારશ્રી મુળુભાઈ મસરીભાઈ | ચુણા |
| ૧૫ | ,, રાણાશ્રી ઘનશ્યામસિંહજી કાળુભાઇ રાજખર્ચ ઉ. અ. | ભાવનગર |
| ૧૫ | ,, દામોદરદાસ ભાઇશંકર ટ્રાફીક સુપ્રી. | ,, |
| ૧૫ | ,, કર્નલ શ્રી સરદારસિંહજી ગેમાભાઈ ગોહેલ | ,, |
| ૧૫ | ,, રાણાશ્રી દીલીપસિંહ કાળુભાઈ | ,, |
| ૧૫ | ,, જાડેજા શ્રી ગંભીરસિંહજી કાળુભાઈ | ક્રાક્ષ |
| ૧૫ | ,, માર્કંડરાય ગુલાબરાય દેસાઈ વહીવટદાર | મહુવા |

| પુસ્તક | નામ | ગામ |
|---|---|---|
| ૧૫ | ,, દીનશા પેસ્તનજી રાંદેરીઆ પો. ઈ. | મહુવા |
| ૧૧ | ,, દીવાન બહાદુર ત્રીભુવનદાસ કાળીદાસ | ભાવનગર |
| ૧૧ | ,, ખાનબહાદુર શ્યાવક્ષા આદરજી ગોઘાવાલા બી. એ. એલ. એલ. બી. એડવોકેટ | ભાવનગર |
| ૧૧ | ,, હેમંતકુમાર લક્ષ્મીશંકર વૈદ્ય એફ. આર. સી. એસ. (એડીન) વિગેરે ચી. મેડી. ઓફીસર | ભાવનગર |
| ૧૧ | ,, નગરશેઠ રૂગનાથ માધવજી રાજા | જુનાગઢ |
| ૧૧ | ,, નગરશેઠ હરીલાલ મોનદાસ | મહુવા |
| ૧૧ | રા. મહેતા શ્રી કુબેરદાસ પ્રભુદાસ | ,, |
| ૧૧ | ,, શાંતિલાલ હરગોવીંદદાસ | ,, |
| ૧૧ | મે. દયાશંકર જુઠાભાઇ વહીવટદાર | વીકટર |
| ૧૧ | મે. સૈયદ બડાસાહેબ ઉતાવળામીઆં | મોભીઆણા |
| ૧૧ | મે, સૈયદ બાપુમીઆંભાઇ તથા કાજમઅલીભાઇ | મોભીઆણા |
| ૧૧ | ,. ઈ. એ. સેમ્યુઅલ સાહેબ | મુંબઈ. |
| ૧૧ | ,, જીવનરામ ધનજી ડૉ. | મહુવા |
| ૧૧ | ,, ઉમરભાઈ આમદભાઈ ડૉ. | ભાવનગર |
| ૧૧ | ,, બાલાશંકર જટાશંકર ડૉ. | કુંડલા |
| ૧૧ | ,, દુલભજી વીઠલજી ડૉ. | રાજુલા |
| ૧૧ | ,, દાનસિંહજી અમરસિંહજી ડૉ. | ભાવનગર |
| ૧૧ | ,, દીપુભા સુજુભાઇ ડૉ. | ભીંગરાડ |
| ૧૧ | ,, મણીભાઈ હરીશંકર ડૉ. | વાવેરા |

| પુસ્તક | નામ | ગામ |
|---|---|---|
| ૧૧ ,, | અમરસિંહજી માધવસિંહજી ફે. | જેસર |
| ૧૧ ,, | વ્યંકટરાય રામભાઈ ફે. | વીકટર |
| ૧૧ ,, | પરમારશ્રી રામભાઈ નથુભાઈ | ભાવનગર |
| ૧૧ રા. | મહંત હરીવલભ દાસજી જદુરામજી | અખેગઢ |
| ૧૧ ,, | ખુમાણશ્રી ભગવાનભાઇ રાણીંગભાઈ | વડાળ |
| ૧૧ ,, | પટેલ બેચરભાઇ લખમણ | કુંડાસ |
| ૧૧ ,, | શેઠ મોહનલાલ ગોપાળજી | ચાડદીકા |
| ૧૧ ,, | શેઠ વીઠલદાસ નાથાભાઇ | આસરાણા |
| ૧૧ ,, | ખસીઆ જસાભાઈ દુદાભાઈ | ચુણા |
| ૧૧ ,, | કામળીઆ દેવાતભાઇ તથા હાદાભાઇ | રાણપરડા |
| ૧૧ રા. | શેઠ મોહનલાલ પરશોતમ | બોડા |
| ૧૧ ,, | ભુંકણ જીવાભાઈ મેરામભાઈ | ભાણવડ |
| ૧૧ ,, | જાડેજાશ્રી કાળુભાઈ સરતાનજી ફે. | તળાજા |
| ૧૧ ,, | ગઢવી લાંગાભાઈ જેઠાભાઇ | આંગણકા |
| ૧૧ ,, | બારોટશ્રી જેઠસુર જીવા | કુંભણ |
| ૧૧ ,, | નોળ પાતાભાઈ રામભાઇ | કંટાળા |
| ૧૧ ,, | ભવા માણસુરભાઇ હરસુર | ચકાવા |
| ૮ ,, | પટેલ આતા અરશી | ભાદ્રોડ |
| ૬ ,, | પારેખ મોહનલાલ પ્રાગજી | દેગવડા. |
| ૬ ,, | ગઢવી વીરા સામત | સજાદર |

| પુસ્તક | નામ | ગામ |
|---|---|---|
| ૫ | મે. હરીલાલ ભાણુશંકર આસી. વસુ. | મહુવા |
| ૫ | ,, પદમકાન્ત કંચનરાય દેસાઈ | ભાવનગર |
| ૫ | ,, મણીભાઈ વીરજી એકાઉન્ટ ફો. | ભાવનગર |
| ૫ | ,, મણીશંકર જયશંકર થાણદાર | ડુંગર |
| ૫ | ,, મોતીલાલ હીરાલાલ ઓઝા ફો. | ડુંગર |
| ૫ | ,, મહંતશ્રી રામપ્રકાશ જગન્નાથતીર્થ | વરાહસ્વરૂપ |
| ૫ | મે. ચાવડા સોમાભાઈ જસાભાઈ થા. | મહુવા |
| ૫ | મે. પ્રીતમલાલ ભાઈશંકર સ્ટે. માસ્તર | વીકટર |
| ૫ | મે. વીકમા રામભાઈ ઉનડભાઈ | કુંડલા |
| ૫ | રા. શેઠ પ્રેમજી રણછોડદાસ ડુંગરવાળા | મહુવા |
| ૫ | રા. રણછોડભાઇ રામભાઇ | મહુવા |
| ૫ | ,, પારેખ બાલુભાઇ નરસી | મહુવા |
| ૫ | ,, પારેખ છોટમલાલ દુલભદાસ | મહુવા |
| ૫ | ,, સૈયદ ગુલામહૈદર બાવામીઆં | રાંઢીઆ |
| ૫ | ,, જમાદાર મહમદ પનુ | વીકટર |
| ૫ | ,, પટેલ રામજીભાઈ કાનજી | ડુંડાસ |
| ૫ | ,, પટેલ ભીમ કાળુ | કંટાળા |
| ૫ | ,, વકીલ શ્રી ઉજમલાલ દયાળજી | ભાવનગર |
| ૫ | ,, શેઠ હરજીવનદાસ દેવકરણ | રાજુલા |
| ૫ | ,, કનૈયા જીવણદાસ લ્હેરી | રાજુલા |
| ૫ | ,, મોદી અમરશી કાળા | ભાણવડીઆ |

| પુસ્તક | નામ | ગામ |
|---|---|---|
| ૫ ,, | હરસુખરાય લીલાધર | ભેરાઈ |
| ૫ ,, | હરીલાલ માધવજી | ભેરાઇ |
| ૫ ,, | પુરશોતમદાસ પોપટલાલ. | ભેરાઇ |
| ૫ ,, | ગઢવી લાખણશી નારણદાસ | ભેરાઈ |
| ૫ રા. | પ્રેમસુખરાય ગવરીશંકર | ભેરાઇ |
| ૫ ,, | ગઢવી દેસા વીરા | કાળેલા |
| ૫ ,, | ગઢવી નાગરવ ભગવાન | અમુલી |
| ૫ ,, | ધાંખડા ભગવાન વીજાણંદ | વડ |
| ૫ ,, | ગઢવી વીસળભાઈ ગીગાભાઇ | કીડી |
| ૫ ,, | વાજા મનુભા જેમાભાઇ | ઉંચડી |
| ૫ ,, | વાજા મુળુભાઇ | કળસાર |
| ૫ ,, | ગોહેલશ્રી અગરસિંહભાઈ કસ્ટમ ઇન્સ્પેકટર | ખુંધેલ |
| ૫ ,, | ધાંખડા ઉનડભાઇ એભલભાઇ | રાજુલા |
| ૫ ,, | ધાંખડા નાજાભાઇ તથા મેરામભાઇ | રીંગણીઆળા |
| ૫ ,, | લાખણોતરા રાણીંગભાઇ સાદુળ | ઉંટીયા |
| ૫ ,, | વાવડીયા દેસુર વાલેરા | દેવકા |
| ૫ ,, | વાવડીઆ જીકાર કાળા | દેવકા |
| ૫ ,, | પૂજ્યપાદ ભટશ્રી મણીશંકરભાઇ | દેવકા |
| ૫ ,, | ગઢવી જબરા રાણા | સાલોલી |
| ૫ ,, | ગઢવી રામભાઈ તથા દેવાભાઈ | સાલોલી |

| પુસ્તક | નામ | ગામ |
|---|---|---|
| ૫ ,, | ગઢવી માલાભાઈ તથા કાગ સામતભાઈ | સાલોલી |
| ૫ ,, | ગઢવી જસા ગીગા | સોડવદરી |
| ૫ ,, | ગઢવી અમદા હાદા | સોડવદરી |
| ૫ ,, | પટેલ સગુલ રાજા | ખાટસુરા |
| ૫ ,, | મેતા હરીલાલ વાલજી | દેગવડા |
| ૫ ,, | જોશી નર્મદાશંકર લાલજી | રોહીસા |
| ૫ ,, | કોટીલા વીસામણભાઈ | લુણસાપર |
| ૫ ,, | કામદારશ્રી રામજી લખા | બારપટોળી |
| ૫ ,, | ગોહેલશ્રી દીપસિંહ વજાભાઈ | ભંડારીઆ |



